"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" પુ૦ ૩૮ મું.

# સીતા.

સુપ્રતિષ્ઠ નાટક-લેખક

સ્વ. બાબૂ દ્વિજેન્દ્રલાલ રૉય કૃત

બંગાળી નાટક.

અનુવાદક,

ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી.

સરખેજ.

પ્રકાશક,

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક-"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

પ્રથમાવૃત્તિ ] સને ૧૯૨૩ [ પ્રત ૧૧૦૦

કિંમત બાર આના.

# પ્રસ્તાવના.



આજથી ત્રણ વરસ પહેલાં બંગાળના સુપ્રતિષ્ઠ નાટક-લેખક અને ઉત્તમ કવિ સ્વ. દ્વિજેન્દ્રલાલ રૉયના વિશ્વપ્રેમની ઘોષણા કરતા અતિ ઉત્તમ નાટક "મેવાડ-પતન"નું ભાષાન્તર ગુજરાતને ચરણે ધર્યું હતું. જણાવતાં અતિ આનંદ થાય છે, કે તે લોકપ્રિય નીવડી વાચક-વર્ગના ઉચિત આદરને પાત્ર બનવા સાથે વડોદરા રાજ્યની હાઇ-સ્કુલોમાં તેમજ ગુજરાત વિદ્યાપીઠ હસ્તકનાં વિનય-મંદિરોમાં પાઠ્ય-પુસ્તક તરીકેની પસંદગી પામ્યું છે. એ પુસ્તકના થયેલા યોગ્ય સત્કારથી કૃતજ્ઞપૂર્ણ હૃદયે એ જ કવિવરની બીજી આ ઉત્તમ કૃતિ અનુવાદરૂપે વાચકવર્ગની સેવામાં રજુ કરૂં છું. આશા છે, કે "મેવાડ-પતન"ની જેમ આ પુસ્તકનો પણ સુજ્ઞ વાચકવર્ગ તરફથી ઉચિત સત્કાર થશે.

દ્વિજેન્દ્ર બાબૂનું નામ ગુજરાતી વાચકવર્ગને હવે ભાગ્યે જ અજાણ્યુ હોવું સંભવે છે. તેમનાં એક પછી એક ચારેક ઉત્તમ નાટકો અત્યાર સુધીમાં ગુજરાતીમાં અનુવાદ યા ભાષાંતર રૂપે પ્રસિદ્ધ થઇ ચૂક્યાં

છે. તે એક પ્રકૃત કવિ અને મહાન્ પ્રતિભાશાળી લેખક હતા; પરંતુ તેથીયે વિશેષ તે ઉત્તમ ચારિત્ર્યશાળી, સ્વદેશપ્રેમી અને સમાજસુધારક હતા. વિશ્વપ્રેમ એ તેમની ઉંચામાં ઉંચી ભાવના હતી. તેમના ચારિત્ર્ય વિષે બોલતાં અતુલ બાબૂ કહે છે, કે "દ્વિજુનું ચરિત્ર!-એ વાત આજે તમે જો પૂછતા હો તો કહું છું, કે દ્વિજુ જેવું કેવળ નિષ્કલંક, વિશુદ્ધ જીવન આ સંસારે બીજા કેટલા લોકોનું છે વા હોઇ શકે તેની મને જાણ નથી. આપણા સર્વની સરખામણીમાં તે દેવતા, એ વાત હું મુક્ત કંઠેજ કહેવાને રાજી છું. જો એને મનુષ્યજ કહેવો હોય તો જાણો કે એ એક ખરેખરો મનુષ્ય હતો—એ આજકાલના યુગનો નહિ, એ ભીષ્મદ્રોણના જેવો એક અદ્વિતીય જીતેન્દ્રિય પુરુષ—" વળી તેમના સ્વદેશપ્રેમ વિષે સુરેશ સમાજપતિ મહાશય કહે છે, કે " દ્વિજેન્દ્રલાલ કેવળ કવિ નથી, હાસ્યરસ-સમુજ્જ્વલ ગાનના રચયિતા નથી;—તે આપણી જાતીયતાના પુરોહિત છે. તે બંગાળીને પ્રથપ્રદર્શક, તે 'સ્વદેશી' તંત્રના મહા કવિ છે. તે એકનિષ્ઠ ભગીરથની પેઠે બંગાળીના અવદાન-હિમાચલમાં પ્રતિષ્ઠિત દેશાત્મબોધ-મહાદેવના જટાજુટમાંથી દેશભક્ત-ભાગીરથીનો પવિત્ર પ્રવાહ લાવીને કોટી કોટી ભારતસંતાનની જીવન્મુક્તિના સાધનનું દાન દઇ ગયો છે. એ ઋણ કોઇ જાતિ કદિયે પરિશોધ કરી શકશે ?*

સમાજસુધારક તરીકે તેમણે સમાજમાં પ્રચલિત હાનિકર રુઢીઓનું હાસ્યપ્રચુર ગીતો વડે પોતાના દેશબંધુઓને સચોટ ભાન કરાવ્યું છે. ઉપરાંત પોતાને પ્રાપ્ત થયેલા પ્રસંગોએ તેમણે જાતે

* તેમના જીવન સંબંધી આ અને બીજી હકીકત બંગાળીમાં લખાયેલા તેમના જીવનચરિત્રના પુસ્તકના આધારે લીધી છે.

કેટલીક એવી રુઢીઓનો ઉચ્છેદ કરી સમાજમાં પોતાની જાતનો દાખલો પણ બેસાડયો છે. હાનિકર રુઢીઓ ઉપરાંત એક જે બાબત તેમના દિલને વિશેષ વ્યથા પહોંચાડતી હતી તે હિંદુ સમાજમાં થતી સ્ત્રીઓની અવમાનના હતી. સ્ત્રીજાતિ પ્રતિ તેમના હૃદયમાં સ્વાભાવિક શ્રદ્ધા અને ભક્તિભાવ હતાં. ભ્રષ્ટા સ્ત્રી પ્રતિ પણ તેમના દિલમાં કદિએ તિરસ્કાર ન હોતાં અપાર કરુણા, સહાનુભૂતિ અને પ્રકૃત અનુકંપા વસી રહી હતી. આથી જ્યાં અને જે વખતે લગાર પણ સ્ત્રીની અવમાનના, અપમાન વા એવું કાંઇ જોવામાં આવતું કે તરત જ તેમનું દિલ સતેજ અને સતર્ક થઇ જતું. એમના જીવન ચરિત્રના લેખક આ બાબત લખતાં લખે છે, કે "સ્ત્રીજાતિ પ્રતિ તેમના મનમાં શ્રદ્ધા અને સંભ્રમનો ભાવ બહુ ગાઢ અને ગંભીરરૂપે બદ્ધમૂલ હતો. માતૃ‧જાતિ પ્રતિ કોઇ પણ મતે આપણાં કૃતજ્ઞ કર્તવ્યમાં જે વડે બિંદુ-માત્ર પણ ત્રુટી અને અવહેલા થવા ન પામે; પુરૂષ પરિચાલિત સમાજ જનની-જાતિની ઉપર જેથી કોઇરૂપે અશ્રદ્ધા, અનાદર કે ઉપેક્ષા ન કરે-તેમનાં સુખ, કલ્યાણ પ્રભાવ, પ્રતિપત્તિ, જે વડે કિંચિત્ માત્ર પણ હ્રાસ ન પામે તે તરફ તેમની ઉદ્વિગ્ન, સતર્ક અને પ્રખર દૃષ્ટિ હમેશાં જ નિર્નિમેષ રહેતી."

સ્ત્રીજાતિનું અપમાન વા અનાદર થતાં તેમના દિલમાંથી જે ભાવો સરી પડતા તે આ પ્રમાણેના હતાઃ "સઘળાઃ દોષોનું નિવારણ છે, સઘળા અપરાધોનું માર્જન છે, સઘળાં પાપનુંયે કદાચ પ્રાયશ્ચિત્ત પણ છે; પરંતુ સમાજની સર્વ પ્રકારની શક્તિ, શૃંખલા અને સુંદરતાનો આધાર વા મુખ્ય કેન્દ્ર પ્રતિ આપણો જે અવિચારી અત્યાચાર અને આઘાત—માતાઓ પ્રતિ આપણી જે અવજ્ઞા અને ઉપેક્ષા—એ ભયંકર મહા પાતકમાંથી આપણું કશાથીએ પણ

બિલકુલ પરિત્રાણ નથી. ગમે તેમ હો, જો કે આજ ઇંગ્રેજોની શિક્ષા અને આદર્શ કલ્યાણથી સમાજમાં કંઇક ચેતનાનો સંચાર થયો છે તોપણ મત પ્રચારે—મોઢે બોલવામાં આપણે જેટલા ઉદાર, કરવામાં—અસલ કર્તવ્ય પાલન સમયે આપણે હજુ પણ તેવા મનોયોગી કે આગ્રહી જણાતા નથી."

દ્વિજેન્દ્ર બાબૂનું આ નિર્મળ ચારિત્ર્ય, ઉત્તમ સ્વદેશપ્રેમ અને સ્ત્રીજાતિ પ્રતિની તેમની શ્રદ્ધાભક્તિના મૂળમાં કેવળ પ્રાચ્ય જ નહિ પણ પ્રાચ્ય અને પાશ્ચાત્ય એ બંનેના શ્રેષ્ઠ ભાવોનું અદ્ભુત સંમિશ્રણ થયેલું હતું. આ કારણથી તેમના હૃદયનો પ્રકૃત પરિચય પામવાને તેમના જીવનચરિત્રના લેખક શ્રી. દેવકુમાર રાયચોધરી લખે છે, કે "દ્વિજેન્દ્રલાલનું ચરિત્ર યથાસ્થિત જાણવાને આપણા મનમાં માત્ર પ્રાચ્ય ભાવ રાખે ચાલશે નહિ. પ્રાચ્ય અને પાશ્ચાત્ય એ બંને ભાવ જ તેમના જીવનમાં અતિ વિચિત્ર રીતે મળી ગયા હતા. પ્રાચ્ય અને પાશ્ચાત્ય બહુ શ્રેષ્ઠ ગુણોનો સમૂહ તે જીવનમાં એવી તો નિર્વિરોધ સભ્યતાથી, અતિ અપૂર્વ સામંજસ્ય સહિત સંમિશ્રિત થયા હતા કે અનેકના મતે—તે વર્તમાન સમયે એક મહાન્ આદર્શરૂપ ગણાવાને યોગ્ય છે." × × × "એક તરફથી જોવા તે આત્મમર્યાદશીલ, તેજસ્વી, નિરપેક્ષ, સ્પષ્ટવાદી, સત્યનિષ્ઠ, યુક્તિપ્રિય અને દુર્દમ હતા તેમ બીજી તરફથી નિરભિમાન, અમાયિક, સુપ્રસન્ન વા સદાનંદ, ક્ષમાશીલ, ઉદાર, માનદ, પ્રેમમય અને ભાવપ્રવણ હતા."

દ્વિજેન્દ્ર બાબૂના ઉજ્જ્વલ ચારિત્ર્યનો, સ્વદેશપ્રેમનો, તેમના હૃદયના ઉચ્ચ ગુણો તેમજ ભાવોનો અને તે સાથે સ્ત્રીજાતિ પ્રતિની તેમની અનન્ય શ્રદ્ધાભક્તિનો કંઇક અંશે પ્રકૃત પરિચય પાઠકવર્ગને આપવાનો ઉપર પ્રયત્ન કરવામાં આવ્યો છે. આશા છે, કે નાટકમાંના

ભાને વધારે સ્પષ્ટ રીતે ઉકેલવામાં એ પરિચય કેટલેક અંશે ઉપયોગી અને સહાયભૂત નીવડશે. હવે આ નાટકની રચના કરવામાં દ્વિજેન્દ્ર બાબુનો મુખ્ય શો ઉદ્દેશ રહેલો છે તે તેમણે જાતે જ અસલ બંગાળી ગ્રંથની ભૂમિકામાં સ્પષ્ટ કરેલો છે. વાચકવર્ગની જાણ માટે તેનું આ નીચે ભાષાન્તર ઉતારવામાં આવ્યું છે:—

" આ કાવ્ય બહુ દિવસો પહેલાં બંગાળી સંવત્ ૧૩૦૯ એટલે ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં ટુકડે ટુકડે " નવપ્રભા "નામના માસિકમાં પ્રસિદ્ધ થયું હતું. તે સમયે એના વિષેની વિવિધ સમાલોચના જુદાં જુદાં પત્રોમાં બહાર આવી હતી. તે સમયે જે સઘળાં પ્રશંસાનાં વચનો આ રચના સંબંધે ઉચ્ચારવામાં આવ્યાં હતાં તેના વિષે મારે કોઇ અભિમત જાહેર કરવાનું પ્રયોજન નથી. છતાં જે સર્વ પ્રતિકૂલ સમાલોચના બહાર આવી છે તેના વિષે કંઇ કહેવાની જરૂર જણાય છે.

સૌથી પ્રથમ મારે એ જણાવવું આવશ્યક છે, કે જે સર્વ પ્રતિકૂળ મત મને સ્વીકાર્ય જણાયા તેને અનુસરીને આ કાવ્યમાં સંશુદ્ધિ કરવામાં આવી છે. એ મત પ્રકાશ કરનાર ધીમાન વિદ્વાનોનો હું કૃતજ્ઞ છું.

અને, જેમની આપત્તિઓને હું સ્વીકારી શક્યો નથી તેમને પણ કાવ્યમાં દોષ દેખાડી આપવાનો પ્રયાસ કરવા બદ્દલ ધન્યવાદ આપું છું. આમ છતાં તેમનો મત હું કેમ સ્વીકારી શક્યો નથી તેના ખુલાસા રૂપે મારે જે કંઇ કહેવાનું છે તે ટુંકામાં કહીશ.

એક ધીમાન સમાલોચકે કહ્યું હતું, કે મેં સીતાના ચરિત્રનું માહાત્મ્ય વર્ણવવા જતાં રામના ચરિત્ર–મહાત્મ્યને ઉતારી પાડયું છે.

મારી ખાતરી છે, કે મેં એવું નથી કર્યું. મહર્ષિ વાલ્મીકિ કૃત રામાયણમાં ભગવાન રામનું ચરિત્ર જે રૂપે વર્ણવાયેલું છે તે પરથી એમ પ્રતીત થાય છે, કે રામચંદ્રે કેવળ કુળની મર્યાદાનું રક્ષણ કરવાની ખાતર સીતાને વનવાસ આપ્યો હતો. આ ઉપરાંત, લક્ષ્મણને તપોવન દેખાડવાને બહાને સીતાને વનમાં લઇ જઇને ત્યાં મૂકી આવવાની આજ્ઞા કરવામાં એક પ્રકારની નિષ્ઠૂર છલના પણ નજરે પડે છે. મહા કવિ ભવભૂતિ એ એમાંના એકે સ્થળે મહર્ષિ વાલ્મીકિને અનુસર્યા નથી. હું વનવાસના આખ્યાન સંબંધે ભવભૂતિના પગલે પગલે ચાલ્યો છું. એમ કરવામાં, મારી સમઝ પ્રમાણે, રામનું ચરિત્ર વાલ્મીકિએ ચીતરેલા ચરિત્ર કરતાં ઉતરતું ન બનતાં ચઢીયાતું જ બન્યું છે.

મહર્ષિ વાલ્મીકિ તરફ મારા હૃદયમાં પ્રગાઢ ભક્તિ છે. તેઓ તેમના સમયનાં સાધારણ જ્ઞાન અને પ્રવૃત્તિથી બહુ જ વધારે ઉંચે ચઢી ચૂકેલા હતા. પરંતુ તે પછી પૃથ્વીની સભ્યતા એથી પણ વિશેષ આગળ વધી છે. પહેલાં સઘળા જ દેશોમાં સ્ત્રીજાતિની અવસ્થા અને પદવી હીન હતી. ભારતવર્ષમાં તેમની મર્યાદાનું બહુજ વધારે સંરક્ષણ કરવામાં આવતું હતું; તે કાળેય, આ દેશ સ્ત્રીજાતિ વિષયક હાલના જેવી ઉચ્ચ ધારણાએ પહોંચ્યો ન હતો. સ્ત્રી સહધર્મિણી હોવા છતાં પણ પતિની સંપત્તિમાત્રરૂપે ગણાતી હતી. એ કારણથી યુધિષ્ઠિરે દ્યૂતખેલનમાં દ્રૌપદીને હોડમાં મૂકી હતી. શ્રી રામચંદ્રે પણ કેવળ સીતાના નિર્વાસન સમયે જ નહિ; પરંતુ સીતાનો ઉદ્ધાર કર્યા પછી પણ જે વચનો કાઢયાં હતાં તે પ્રસંગવશાત્ પણ ઉચ્ચારતાં દુઃખ થાય છે.

સીતાની સુવર્ણપ્રતિમાની કથા બહુજ સુંદર, ચમત્કારી છે.

મને આશા છે, કે મેં તે વાત જેમની તેમ અખંડ રાખી છે, અને તેના ઉપર વાચકવર્ગના મનોયોગનું અત્યધિક આકર્ષણ કરવાને માટે રામના દુઃખને ઉજ્જ્વલ વર્ણે ચીતરવાની ચેષ્ટા કરી છે અને એ સુવર્ણપ્રતિમાની વાતનો ફરીફરીને ત્રણ પ્રવેશમાં ઉલ્લેખ કર્યો છે.

વળી બીજી પણ એક વાતનો ખુલાસો કરવાની જરૂર છે. હું કબૂલ કરૂં છું, કે રામદ્વારા શૂદ્રકનો શિરચ્છેદ થવો એ મને એક પ્રકારનું નિન્દિત કાર્ય પ્રતીત થાય છે. મેં એ અંશ ચીતરવામાં તે દોષ ધોવાની યા તેનો કોઈ આધ્યાત્મિક અર્થ કરવાની ચેષ્ટા કરી નથી. અનેક એવા પણ હિંદુપણાના પક્ષપાતીઓ છે કે જેઓના મતે પ્રાચીન સમયે હિંદુજાતિનું જે કંઈ હતું તે જ જ્ઞાનનો અને નીતિનો અંતિમ ઉત્કર્ષ હતો. મારી એવી ધારણા નથી. મારા મતે શૂદ્ર પ્રતિ બ્રાહ્મણોનો શાસ્ત્રીય વ્યવહાર અતિ અન્યાયપૂર્ણ હતો. ગ્રીસમાં હેલટ-લોકોની જેવી રીતે સતામણી કરવામાં આવતી હતી, પ્રાયઃ તેવીજ રીતની સતામણી આપણા દેશમાં શૂદ્રોની થતી હતી. મનુ આદિના વિધાનમાં એનાં પુષ્કળ દૃષ્ટાન્ત મળી આવે છે. મારા વિચારમાં, એમાંનું એક દૃષ્ટાન્ત તે શૂદ્રક રાજા પ્રતિનો રામનો એ વ્યવહાર છે. પરંતુ મેં એ વ્યવહારને માટે શ્રી રામચંદ્રને દોષી નહિ ઠરાવતાં એ દોષનો ભાર તેમના ગુરુદેવ વસિષ્ઠને માથે મૂક્યો છે. વળી મહર્ષિ વાલ્મીકિ આગળ મહાનુભાવ વસિષ્ઠના પરાજયમાં એ જ માત્ર કલ્પના કરી છે, કે વસિષ્ઠનો મત ભ્રાન્ત હતો. એ બ્રહ્મર્ષિના મહત્ ઉદ્દેશ્ય અને ઉદાર હૃદયને ખંડિત કરવાની ચેષ્ટા નથી કરી.

બેએક લેખકનું કહેવું એવું થયું હતું, કે વિલાયત જઈ આવેલાએ પૌરાણિક આખ્યાન લઈ નાટક વા કાવ્ય લખવાની ચેષ્ટા

કરવી એ વિડમ્બણા છે! મને લાગેછે કે, તેઓ તે સમયે એ વાત ભૂલી ગયા હતા, કે બંગાળી ભાષામાં સર્વોત્કૃષ્ટ પૌરાણિક મહાકાવ્ય લખ્યું હતું–માઇકેલ મધુસૂદન દત્તે. માઇકેલની સાથે હું એકે શ્વાસે મારૂં નામ લેવાની સ્પર્ધા કરવા નથી ચ્હાતો.–હું માત્ર બતાવવા માગું છું, કે એ પ્રકારના ટીકાકારોનું એવું કથન કેટલું ભ્રમાત્મક છે.

અંતમાં હું બુદ્ધિમાન વિદ્વાનોને અનુનય કરૂં છું, કે તેઓ આ નાટકની રચનાને માત્ર 'કાવ્ય–કળા' ના હિસાબે નીરખે; ઇતિહાસ યા ધર્મગ્રંથના હિસાબે તેના ઉપર વિચાર કરવા ન બેસે. રામાયણનો અભ્યાસ કરતાં કરતાં સીતાદેવી પ્રતિ મારા હૃદયમાં જે અસીમ ભક્તિ અને કારુણ્ય જાગી ઉઠયાં હતાં તેનો કણમાત્ર પણ જો હું આ નાટય–કાવ્યમાં દેખાડી શકયો હોઉં તો તેથી મારો ઉદ્દેશ્ય સફળ થયો સમજીશ."

ઉપરની ભૂમિકા ઉપરથી સ્પષ્ટ થાય છે, કે 'રામાયણ' નું અધ્યયન કરતાં દ્વિજેન્દ્રબાબૂના હૃદયપટ પર સીતાદેવીના અલૌકિક ચારિત્ર્યની જે છાપ પડેલી અને તેના પરિણામે તેમના દિલમાં એ દેવી પ્રતિ જે અગાધ ભક્તિ અને કરૂણાનો ભાવ પેદા થવા પામેલો તેને આ નાટય–કાવ્યના સ્વરૂપમાં આલેખવાનો તેમનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે તેમણે હાલની દૃષ્ટિએ સીતાજીનું ચારિત્ર્ય-મહાત્મ્ય જેટલું બની શકે તેટલું ઉંચામાં ઉંચું આલેખેલું છે એમ સીતાના દિલના જુદે જુદે પ્રસંગે અને ખાસ કરીને તેમના ત્યાગ અને છેવટના મિલન પ્રસંગે વ્યક્ત થતા ભાવોથી સ્પષ્ટ થઈ શકે છે. સ્ત્રી એ નિર્બળ બની ગયેલા પુરૂષહૃદયમાં ચેતના આણનાર કેવી અલૌકિક શક્તિ છે, પુરૂષના બેબાકળા બની ગયેલા

ચિત્તમાં મૃદુ અને પ્રેમાળ વચનોથી સાન્ત્વના પ્રેરી તેના કર્તવ્યનો માર્ગ સુખકર કરી આપનાર કેવી ઉત્તમ સાથી છે, પતિના સુખની ખાતર અપાર દુઃખોને આનંદથી વધાવી લેનાર કેવી દૈવી પ્રેમમૂર્ત્તિ છે એનો મર્મસ્પર્શી ચિતાર સીતાના ત્યાગ સમયનું જે ચિત્ર રજુ કર્યું છે તે પરથી ખડો થઇ શકે છે. રાગ અને ત્યાગની વચ્ચેના ખેંચાણમાં, એક પતિ તરીકે પત્નીપ્રેમને દેશવટો દેવાના અને રાજા તરીકે પ્રજા પ્રતિના કર્તવ્યનું પાલન કરવાના સામસામા કઠોર વિચારોના ખેંચાણમાં રામના હૃદયનું કામઠું ખેંચાઇ નમી પડે છે, રામ કિંકર્તવ્ય વિમૂઢ બની જાય છે ત્યારે તેમાં સમાધાન અને સ્ફૂર્તિ પ્રેરી છેક જ નમી પડેલા રામના હૃદયકામઠાને ટટાર કરનાર સીતાના મુખમાંથી સરી પડતા ભાવો વડે કવિ જે ભાવચિત્રનું આપણને દર્શન કરાવે છે તેમાંજ સીતાનું, કહો કે સ્ત્રીજાતિનું ઉન્નત અને આદર્શ ચરિત્ર કોઇ અનેરા તેજે ઝળહળી ઉઠે છે, જુઓ આ રહ્યું તે ભાવચિત્રઃ—

**સીતા**—હું સઘળું સાંભળી ચૂકી છું સ્વામી! ઉઠો પ્રાણેશ્વર! ઉઠો વહાલા! મારા સર્વસ્વ! સીતાને કારણે તમે નકામું દુઃખ ભોગવી રહ્યા છો. ઉઠો, તમારી કીર્તિ અને તમારૂં પુણ્ય સદા એક સરખાં કાયમ રહેશે. પ્રભુ, **તમે પિતાના સત્યની રક્ષા કરી હતી, હું પણ પતિના સત્યનું રક્ષણ કરીશ.** સીતાના કારણથી તમારાં પુણ્ય અને યશનાં કિરણ કદિએ ઝાંખાં નહિ પડે. ઉઠો, હે યશસ્વી નાથ! હું હસ્તે ચહેરે મારૂં આ હૃદય તમારી આગળ પાથરી દઇશ, તમે તે પર પગ દઇ સુખેથી યશના મંદિરમાં ચાલ્યા જાઓ. x x તમે તમારા મનમાંથી સઘળી

ચિંતા કાઢી નાંખો; હું આ અયોધ્યા છોડી વનમાં જઈશ. × × ઉઠો નાથ! મારા મનમાં જો કંઇ અભિલાષ છે તો તે એજ, કે તમારા મોં ઉપર મનોહર હાસ્યની રેખા જોઇને જઉં—

કેવો સ્વાર્થત્યાગ! કેવો અપૂર્વ પતિપ્રેમ! આનું નામ જ સાચો પ્રેમ અને પ્રેમની પરિસિમા. પ્રેમીને પોતાના પ્રિયપાત્રથી નિરાળી એવી કોઇ પોતાની જાતની ઇચ્છા જ નથી હોતી. પ્રિયની ઇચ્છામાં તે પોતાની ઇચ્છા, પ્રિયના સુખમાં તે પોતાનું સુખ અને પ્રિયના દુઃખમાં તે પોતાને દુઃખ દેખે છે. પોતાના પ્રિયની ખાતર, તેના સુખની ખાતર પોતાના સર્વસ્વનું બલિદાન બહુ જ આનંદથી તે આપે છે. આમ પતિપરાયણ સાચી સાધ્વી સતીનું સાચા પ્રેમનું લક્ષણ સીતા પોતાની જાતના દૃષ્ટાન્તથી આજે સેંકડો વરસ થયાં આપણી સામે ધરી રહી છે અને સ્ત્રીજાતિ કેવી પ્રેમાળ, કેટલી સહનશીલ કેવી પ્રેમની મૂર્તિ છે તેનું જ્વલન્ત ઉદાહરણ આપણને આપી રહી છે! તેણે આખું જીવન માત્ર પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માની આનંદથી વીતાવ્યું છે. રાજાની પુત્રી, રાજવધૂ અને રાજરાણી હોવા છતાં એ ભાવો તેના દિલમાં કદિ પ્રવેશવા પામ્યા નથી. મહેલમાં, જંગલમાં, લંકાની અશોકવાડીમાં તે સદા રામના જ ધ્યાનમાં મગ્ન બની રહી છે અને પતિના સુખ, યશ, કર્તવ્ય વગેરેના માર્ગોમાં આયુષ્યભર દુઃખને પરમ સુખ ગણી અનન્ય સહાયકરૂપ બની રહી છે. આથી જ સીતા વિશ્વવંદ્ય બની રહી છે. સીતાની આ સહાયતાથી જ, સીતાના આવા મહાન્ સ્વાર્થત્યાગ અને પતિપ્રેમથી જ રામ મહાન્ આદર્શ પુરૂષ–પુરૂષોત્તમ

તરીકે સીતાદેવીની સાથે આજે સેંકડો વરસ થયાં પ્રત્યેક હિન્દુગૃહમાં પૂજાય છે.

આમ આખું નાટક ઉચ્ચ પતિપ્રેમનો અદ્દભુત નમુનો, આર્ય સ્ત્રીજાતિના જીવનનો પરમ આદર્શ રજુ કરે છે. એ આદર્શની પરાકાષ્ટા રામસીતાના આખરના મેળાપ પ્રસંગે જે ચિત્તવેધક કરુણ દૃશ્ય અને ભાવોમાં પ્રત્યક્ષ થઇ શકે છે તેથી તો બસ અવધિ જ. સીતાના ચારિત્ર-માહાત્મ્યની અવધિ બતાવવાની સાથે છેક પુરાણકાળથી ચાલી આવતી હિંદુ સ્ત્રીજાતિની પરતંત્ર અને હીન અવસ્થા તેમજ ઉંચ જાતિયોનો શૂદ્ર ગણાતી જાતિયો પ્રતિનો શાસ્ત્રીય વ્યવહાર કેવો નિંદ્ય, અન્યાયી અને દૂષણરૂપ છે તેનો યથાર્થ ચિતાર **ભરત**, **શાન્તા** અને **શૂદ્રક**ના ભાવોમાં રજુ કરી બતાવ્યો છે. જે સમાજમાં સ્ત્રીઓ અને શૂદ્રો પ્રતિ નિંદ્ય, અવિચારી અને અન્યાયી વર્ત્તન ચલાવાતું હોય તે સમાજ સાધુ પુરૂષોના સહકાર અને સહવાસથી વંચિત રહે છે એમ **ભરત** અને **માણ્ડવી**ના ચરિત્ર-ચિત્રણથી સ્પષ્ટ કરી બતાવ્યું છે. અને આ સર્વની પરિણતિ વસિષ્ઠ અને વાલ્મીકિના સંવાદમાં પ્રેમની મહત્તામાં ચીતરી બતાવી છે. આમ માનુષીય જીવનના પરમ અને ચરમ આદર્શથી આ આખું નાટક કેવું રસપૂર્ણ, હૃદયંગમ અને ઉચ્ચભાવોથી પરિપૂર્ણ છે; તેમાંની રચના અને વસ્તુ-સંકલના કેટલી લલિત અને સુઘટિત છે; તેમાંનાં પાત્રોનું આલેખન કેવું સ્વાભાવિક અને આદ્યંત એક સરખા ભાવ વાળું નજરે તરવરે છે; અને એ સર્વને પરિણામે આ નાટક-લેખનનો ઉદ્દેશ કેટલે અંશે સફળ થયો છે યાને **સીતા** દેવીનું ચારિત્ર્ય હાલની દૃષ્ટિએ કેટલું વિશેષ ઉર્જ્વલ આલેખાયું છે તેનો યથાર્થ નિર્ણય કરવાનું સુજ્ઞ વાચકવર્ગની વિવેકબુદ્ધિ પર છોડવું એજ વધારે ઉચિત છે.

અંતમાં આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની ઇચ્છા દર્શાવી તેનો અનુવાદ કરવાની પ્રેરણા કરનાર પરમ સ્નેહી ભાઇશ્રી જીવનલાલભાઇના એ ઉપકારસ્મરણની અહીં નોંધ લેવા સાથે આ નાટકના વાચનથી પ્રત્યેક સુજ્ઞ અને સ્વદેશપ્રેમી સજ્જનનું હૃદય સ્ત્રીચારિત્ર્યની મહત્તાને વધારે સારી રીતે પિછાની દેશોન્નતિના પરમ સાધનરૂપ, સમાજના વિખુટા પડયા જેવા દીસતા, અર્ધા અંગની—સ્ત્રીજાતિની ઉન્નતિ અર્થે તન, મન યા ધનથી બની શકતા પ્રયાસો કરવાના માર્ગમાં ઉંડી લાગણીપૂર્વક વળે એવી આશાઅને પ્રભુપ્રાર્થનામાં વિરમીશું.

અમદાવાદ,
જન્માષ્ટમીઃ ૧૯૭૫. } ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી.

# પાત્ર–પરિચય.

## પુરુષ પાત્રો.

| | | | | |
|---|---|---|---|---|
| રામચન્દ્ર | ... | ... | ... | અયોધ્યાના રાજા. |
| લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન | ... | ... | ... | રામચન્દ્રજીના ભાઇ. |
| લવ, કુશ | ... | ... | ... | રામચન્દ્રજીના પુત્ર. |
| વાલ્મીકિ | ... | ... | ... | મહર્ષિ–આદિ કવિ. |
| વસિષ્ઠ | ... | ... | ... | અયોધ્યાના કુળગુરુ. |
| રાજા શમ્બૂક. | | | | |

## સ્ત્રી પાત્રો.

| | | | | |
|---|---|---|---|---|
| સીતા | ... | ... | ... | રામચન્દ્રજીની પત્ની. |
| ઉર્મિલા | ... | ... | ... | લક્ષ્મણની પત્ની. |
| માણ્ડવી | ... | ... | ... | ભરતની પત્ની. |
| શ્રુતિકીર્તિ | ... | ... | ... | શત્રુઘ્નની પત્ની. |
| શાન્તા | ... | ... | ... | દશરથની કન્યા. |
| વાસન્તી | ... | ... | ... | વાલ્મીકિની પોષ્ય પુત્રી. |
| શમ્બૂકરાજાની પત્ની. | | | | |

# મેવાડપતન.

બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રાયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર.

કિં. રૂ. દોઢ.

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણે ઉચ્ચતમ પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદૃશ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતાં તે જહાંગીરના કબજામાં જાય છે; છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે.

---

# સુખશાંતિ-વિચારણા.

આ સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકાર સર જૉન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુ ધર્મનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે કરવામાં આવ્યો છે:—

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ.

પ્રિન્ટીંગ સુંદર ને બાઈન્ડીંગ પાકું મજબુત ડેમી ૧૬ પેજી પૃષ્ટ ૩૫૦, ગ્લેઝ કાગળ ઉપર સખત મોંઘવારીમાં છપાવેલ છતાં કિંમત રૂ. ૧-૮-૦. છે. ઈનામ લાયબ્રેરી માટે મંજુર છે.

# સીતા.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો.

સ્થળ—સભાભવન.

[ રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન. ]

રામ—ભાઇ, નાની વયમાં જ હું વનવાસી થયો—વનમાં રહ્યો. એથી રાજકાજ શીખ્યો નથી. ધર્મ અને રાજનીતિનું શિક્ષણ મેળવ્યુંનથી. દિવસનો ભાગ શિકાર ખેલવામાં અને રાત આશ્રમની ઝુંપડીમાં શાન્ત આરામ લેવામાં વીત્યાં છે. હંમેશાં તે ધીચ વનની અંદર તે જ એક, મનને મુગ્ધ કરી મૂકનાર, મનોહર દેખાવ જોયા કરતો હતો. તે પર્વત ઉપરથી હંમેશાં એ જ ગોદાવરીના કિનારા, એ જ પહાડી રસ્તાઓ, એ જ રળિયામણાં ખેતરો, એ જ જાણીતાં વૃક્ષ, વેલીઓ, બાગ, બગીચા વગેરે જોયાં કરતો હતો. નિરંતર એ જ એક શબ્દ—એ મંદ પવનની લહેરોથી લહરાતાં પાંદડાંઓનો અસ્પષ્ટ ધીમો અવાજ, એ જ ઝરનાં મધુર

ઝરણાંનો ઝરઝર રવ સૂણ્યા કરતો હતો. આ પ્રમાણે શાસ્ત્રની ચર્ચા, જ્ઞાનની વાર્તા અને સઘળું કામકાજ ભૂલીને વનની શોભા જોવા—સાંભળવામાં જ ગુંથાયો રહ્યો. મારા જીવનના આટલા દિવસો નદીના પ્રવાહની પેઠે, સ્વપ્નની માફક અત્યંત આળસમાં વીતી ગયા છે. હું કંઈ પણ શીખ્યો નહિ. બંધુઓ! તમે ત્રણે ભાઈ મારા સુહૃદ, સખા, મંત્રી, સૌ કાંઈ છો. ભાઈ ભરત! તમે સદા એ જ ઉપદેશ આપતા રહો, કે જેથી હું પ્રજાનું ભલું કરી શકું. પ્રજાનું દિલ રંજન કરી શકવાથી જ મારા મનની મુરાદ પૂરેપૂરી પાર પડશે. પ્રિય લક્ષ્મણ! જેવી રીતે પંચવટીમાં મને હંમેશાં ઉંડા સ્નેહથી વીંટાઈ રહેતા હતા, તેવી જ રીતે તમે સર્વદા મારી સાથે રહેજો. હે પ્રિય શત્રુઘ્ન! જુઓ, મારા વિશાળ રાજ્યની ચારે તરફ ચાંદનીની માફક અખંડ શાન્તિ વિરાજી રહે તે જ કરજો.

ભરત—ભરતના દિલમાં ભાઈના ભલાની ભાવના અને કામના સિવાય બીજી કોઈ વાત સ્થાન જ મેળવી શકતી નથી.

લક્ષ્મણ—લક્ષ્મણ સુખમાં, દુઃખમાં, સારામાં, નરસામાં, હંમેશાં જ મહારાજ રામચંદ્રનો સાથી છે.

શત્રુઘ્ન—ખાત્રી રાખજો, કે શત્રુઘ્ન સદા મહારાજનો આજ્ઞાપાલક ઇચ્છાનુસારી સેવક છે.

રામ—એમ જ હો, ભાઈઓ !

ભરત—પ્રિયવર ! આજકાલ શું અષ્ટાવક્ર મુનિ અયોધ્યામાં આવ્યા હતા ?

રામ—હા, આવ્યા હતા. તેમણે મને અનેક ઉપદેશ અને સલાહ આપ્યાં છે. ભાઈ ભરત ! એમની છેલ્લી અને ખાસ આજ્ઞા એ જ છે, કે "પ્રજાનું દિલ રંજન કરવું એ જ મુખ્ય રાજધર્મ છે, એ જ રાજ્યની જડ છે. પ્રજાનું દિલ રંજન કર્યા વગર જે રાજ્યકારભાર ચલાવવામાં આવે છે, તે પ્રજાપીડન કહેવાને યોગ્ય છે. રાજા એ કાંઈ જ નહિ; પરંતુ પ્રજાનો સેવક માત્ર છે. પ્રજાની સેવા કરવી એ જ રાજાનું કાર્ય છે. રાજાનું એ કર્તવ્ય છે, કે તેણે પ્રજાનાં સુખ અને આબાદીને માટે પોતાનાં સઘળાં સુખોની તિલાંજલિ દઈ દેવી. જો જરૂર પડે તો બંધુ, ભાઈ, માતા, અને પત્ની સુદ્ધાંનો ત્યાગ કરવામાં જરા પણ પાછી પાની તેણે કરવી જોઈએ નહિ." ભાઈ ભરત ! હું પણ એ, પ્રજાનું દિલ રંજન કરવાના કામને મારા જીવનની સાધના અને જીંદગીનું ખાસ લક્ષ્ય બનાવવા ચાહું છું. હું હંમેશાં મન, વાણી અને કર્મથી મારી પ્રજાનું ભલું થાય તેમ કરીશ. ભાઈ, મારા રાજ્યશાસનમાં શા શા દોષો છે તે જાણવાને હું ઇચ્છું છું. કહો, એનો શો ઉપાય છે. બતાવો ભાઈ, ક્યા ઉપાયથી પ્રજાને રાજી રાખી શકાય છે.

**ભરત**—એ કોકડું ઉકેલવું બહુ જ અઘરૂં છે. મિથ્યા નિન્દાની વાણી છચોક રીતે દરિદ્રતાના કાન ઉપર અથડાયાં કરે છે, જ્યારે મિથ્યા સ્તુતિની વાણી ચારે બાજુથી હાથ જોડી ઐશ્વર્યની આસપાસ વીંટળાઈ વળે છે. નિર્બળ પુરૂષનાં લગાર ભવાં ચઢે તે પણ સાંખી શકાતું નથી, જ્યારે સમર્થ પુરુષ લાત લગાવી દે તો તે પણ માફ કરવા યોગ્ય લેખાય છે. સમર્થ પુરુષની ખામી કયો મૂઢ બતાવશે ? એનાં ચઢી ગયેલાં ભવાં સામે જોવાનું સાહસ કોનામાં હશે ?

**રામ**—તમારૂં કહેવું સાચું છે. છતાં ભાઈ, પ્રજાની માગણીઓ અને રાડ-ફરિયાદ હું શી રીતે જાણીશ ? પ્રજાની રાડ-ફરિયાદ જાણ્યા વગર તેને દૂર કરવી અસંભવિત છે. રોગનું નિદાન જાણ્યા વગર તેની ચિકિત્સા કરવી ભલભલા વૈદ્યને માટે પણ સંભવિત નથી.

**ભરત**—છે-કેવળ એક ઉપાય છે. તે એ, કે છૂપા વેશે ફરનારા જાસુસો અયોધ્યામાં રાખો. એ જાસુસો છૂપી રીતે પ્રજાની રાડ-ફરિયાદોનો પત્તો મેળવી હંમેશાં આપની સેવામાં હાજર થશે અને બધી હકીકત કહેતા રહેશે. રોગ વધે કે ફેલાય તે પહેલાં એનો ઇલાજ લેવાનો એ જ એક ઉપાય છે.

**રામ**—તમારો આ પ્રસ્તાવ ઠીક છે. વારૂ ભરત, કાલથી તમે અયોધ્યામાં જાસુસો નીમી દો. પ્રજા પોતાની

અભિલાષા જાહેર કરે તે પહેલાં જ જાસુસો મારફત જાણીને હું તેને પૂર્ણ કરી દઈશ.—ભાઈ લક્ષ્મણ ! તમારે પણ ઉર્મિલાને કહી દેવું, કે રાજ્યેશ્વરી રાજ્યલક્ષ્મી સીતાની સઘળી અભિલાષાઓ હંમેશાં પૂરી કરાતી જાય. જાનકી ઈચ્છા કરે તેની સાથે જ મણિ, મોતી, રત્ન આદિ બહુ કીંમતી આભૂષણો તેને રસ્તાની ધૂળની પેઠે સહેલાઈથી પ્રાપ્ત થાઓ.

લક્ષ્મણ—દેવી સીતાની ઇચ્છાથી સદા નહિ બનવા જેવું પણ બની આવશે.

રામ—શત્રુઘ્ન, આજ મેં સાંભળ્યું છે, કે આઘેના મધુપુરના રાજ્યમાં લવણ નામનો દૈત્ય ઘોર અત્યાચાર કરી પ્રજાને પીડી રહ્યો છે. ભાઈ, તમે લશ્કર લઈ તેની સામે યુદ્ધ કરવાને જલ્દી રવાના થઇ જાઓ.

શત્રુઘ્ન—મહારાજની આજ્ઞા આંખ માથા પર છે.

રામ—ચાલો, હવે અંતઃપુરમાં જઇએ. બપોર થઇ ગયા છે. હવે માતાની પાસે જઈને જોઉં, કે તેમની પૂજા પૂરી થઈ કે નહિ. બધા રાજપરિવારની કુશળતાના સમાચાર પણ પૂછવા છે. આવો, આમથી ફરતા ફરતા જઈએ. હવે સભા બરખાસ્ત કરો અને અંતઃપુરમાં ચાલો.

[ સઘળા ચાલી નીકળે છે. ]



## પ્રવેશ બીજો.

---

સ્થળ—રાજમહેલનું અંતઃપુર.

સમય—સાંજનો.

[ સીતા, ઉર્મિલા, માણ્ડવી, શ્રુતકીર્તિ અને શાન્તા. ]

સીતા—એ સઘળી પુરાણી વાતો હવે પાછી શું કહું ? કેટલીયે વાર તો કહી ચૂકી છું.

શાન્તા—એક વખત વધારે કહો. મને તો તમે એકે વાર કહી નથી. બેન, હું કહું છું તો એક વખત વધારે કહી નાંખો.

ઉર્મિલા—હું તો જેમ જેમ સાંભળું છું તેમ તેમ વધારે ને વધારે સાંભળવાનું મન થતું જાય છે. મને તો એ સઘળી વાતો કોઈ માયામય ઉપન્યાસના જેવી જણાય છે.

માણ્ડવી—હાં હાં-એ જ સ્થળ સૌથી સારૂં છે. એ જ-જ્યાં શૂર્પણખા લક્ષ્મણનું રૂપ જોઈને મોહિત બની ગઈ હતી ! ( ઉર્મિલાને ) કેમ બેન, એ જ એનું નામ હતું ને ?

શાન્તા—શૂર્પણખા રાક્ષસી ?

માણ્ડવી—હા રાક્ષસી ! એણે આવીને છાનેમાને એકાન્તમાં લક્ષ્મણને કેટલીયે સારી સારી વાતો કહી,

હૃદયની છૂપી વ્યથા સંભળાવી, કેટલીચે સ્તુતિ, કેટલાચે કાલાવાલા કરીને લક્ષ્મણનું ધ્યાન પોતાની તરફ ખેંચવાને ફાંફાં માર્યાં. ભલા, કેમ ન એવું કરે ? શૂર્પણખા તે બિચારી કોણ ? દિયરજીનું રૂપ જોઇને તો ખુદ કામદેવની સ્ત્રી રતિ પણ મૂર્ચ્છિત થયા વિના રહી શકે નહિ ! શૂર્પણખા તો રહી એક તુચ્છ રાક્ષસી જ.

ઉર્મિલા—બહુ થયું બેન, રહેવા દો. મોટી બેન, તમે એ ઠીક કૌતુક કરવાનું શીખી લીધું છે ! જ્યારે ને ત્યારે ટોળ અને મશ્કરી કર્યા કરો છો !

શાન્તા—તે પછી શું થયું, માણ્ડવી !

માણ્ડવી—તે પછી શૂર્પણખા જેવી પાસે આવી કે તરત જ દિયરજીએ તેનું નાક કાપી લીધું અને એવી રીતે તેને પોતાનો પ્યાર દર્શાવ્યો.

શાન્તા (સીતાને)—કેમ બેન, ખરૂં ?

સીતા—હા બેન, ખરૂં છે.

માણ્ડવી—હું સાચે સાચું જ કહી રહી છું. પ્રેમ દર્શાવવાની એ નવી ઢબ કદાચ, તમને માલૂમ નથી બેન ?

શાન્તા—પછી શું થયું ?

માણ્ડવી—પછી પ્રેમને બદલે વેર જામી ગયું ! નાક-કટ્ટી બનીને શૂર્પણખા રોતી રોતી તેને ઘેર ગઈ. એની એવી ખરાબ દશા થયેલી જોઈને તેના બંને ભાઈ, ખર અને

દૂષણ રાક્ષસોનું મોટું લશ્કર લઇને લડવાને માટે ધાઈ આવ્યા. તેમને જોઇને લક્ષ્મણના હાંજા ગગડી ગયા અને "રક્ષા કરો ભાઈ!" એમ બૂમ પાડતા નાઠા.

**શાન્તા**—નહિ બેન નહિ, તમે જૂઠું કહો છો.

**માણ્ડવી**—નહિ, હું સાચું કહું છું.

**શાન્તા**—હાં!—ઠીક, પછી શું થયું?

**માણ્ડવી**—તે પછી લક્ષ્મણ ભાગીને ઝુંપડીમાં આવ્યા; છતાં પણ તે નચિંત ન બન્યા. તેમને ધ્રૂજતા જોઇને રામચંદ્રે પૂછ્યું:—"શું થયું લક્ષ્મણ?" લક્ષ્મણે વીરતાથી દૂરના નામનિશાન વગરના સ્થાન તરફ આંગળી કરી કહ્યું: "ભાઇ, પેલા લોકો ધસી આવે છે!" છેવટે ગમે તેમ કરીને રામચંદ્રે ભાઈને શાન્ત કર્યા. પછી તે એકલા હાથમાં ધનુષ્યબાણ લઇને તે તરફ ગયા અને લડાઈમાં તેમણે પેલા અસંખ્ય રાક્ષસોને મારી નાંખ્યા. રામચંદ્ર ઝુંપડીમાં પાછા આવી જુએ છે તો લક્ષ્મણ મૂર્છામાં પડેલા છે અને જાનકી વા ઉરાડી રહ્યાં છે. મોટાભાઇએ આવીને તાણીથી લક્ષ્મણને બૂમ મારી. રામચંદ્રના મોંથી સઘળા રાક્ષસોના મરણની હકીકત સાંભળીને દિયરજી ઉઠીને બેઠા થયા. હોઠમાં હસવાની રેખા જણાઈ અને બોલ પણ ફૂટયા. દિયરજીએ જેઠજીને કહ્યું:—"તે વિષે તમે શું ધારો છો? શું હું એકલો જ એ સઘળા રાક્ષસોને યુદ્ધમાં મારી શકું એમ

નહોતું ? પણ તમે ઠર્યા મોટાભાઇ, તેથી તમારી રજા લીધા વગર મેં યુદ્ધ કર્યું નહિ."

**સીતા**—ચુપ કરો માણ્ડવી !–બેન શાન્તાની આગળ લક્ષ્મણની ખોટી નિન્દા કેમ કરી રહ્યાં છો ? જેની દયા શત ધાર બની ધોધમાર વરસાદની ધારાની માફક પ્રાણીમાત્ર ઉપર વરસે છે, જેનો સ્નેહ શરદ ઋતુની શરૂઆતનાં ઝરણોની પેઠે કિનારા સુધી છલાછલ ભરેલો છે, જેની ભક્તિ ફૂલી-ફાલી નમ્ર બનેલા ચંપાના છોડ જેવી મનોહર છે, જેની સહનશીલતા પૃથ્વી સમાન અચળ છે, જેનું પરાક્રમ અને તેજ સૂર્યના જેવું અનિવાર્ય છે, જેની કોમળતા કમળના કુસુમ જેવી છે, એવા લક્ષ્મણના સંબંધમાં એવી દિલ્લગી કરવી વાજબી નથી. તેમણે કિશોર અવસ્થામાંથી જ રાજમહેલના ભોગવિલાસોને તુચ્છ સમજી પોતાની ઈચ્છાથી રામની સાથે વનમાં રહી અનેક કષ્ટો સહન કર્યાં છે. તેમણે હંમેશાં પુત્રની પેરે ખાવું, પીવું, સૂવું છોડી મારી અને પોતાના મોટા ભાઈની સેવા કરી છે. તેમણે જે ઋણના બંધનમાં અમને બાંધી રાખ્યાં છે તેનાથી અમે જીવન-પર્યંત છૂટાં થઇ શકીએ તેમ નથી. એ ઋણનું બંધન એવું તો મધુર અને એવું તો પ્યારૂં છે, કે હું તેનાથી છૂટકારો મેળવવાને પણ ઈચ્છતી નથી. જેમ જેમ વિચારૂં છુ તેમ તેમ વધારે ને વધારે જ મુગ્ધ બનું છું, હરખથી રોમાંચ ખડાં થઈ જાય છે. એ મહાનતાના ચરમ આદર્શને જ્યારે

હું જોઉં છું, ત્યારે મારી એવી જ દશા થઈ જાય છે. જેની મોટાઇનાં સો મુખે સો વરસ સુધી વખાણ કર્યાં કરવા છતાં પણ તેને ભૂલી જઈ શકતી નથી એવા લક્ષ્મણની હાંસી કયા મોંઢે કરો છો બેન ?

ઉર્મિલા ( મનમાં )—સતી બેન ! વહાલી બેન ! તમારી આ વાત સાંભળીને તમારા ઉપરનો મારો સ્નેહ અને ભક્તિ-ભાવ સોગણો વધી ગયો ! ખરેખર, મારા સ્વામીને ધન્ય છે ! હું તેમના પગના અંગુઠાને પણ યોગ્ય નથી !

શ્રુતકીર્તિ—મને ખબર હતી, કે તે આવી દિલ્લગી તો કરશે જ. અયોધ્યાની રાજરાણી હતી. સ્વામીની સાથે સદા સુખથી રહેતી'તી. એને સીતાની પેઠે ચૌદ વરસ સુધી વનવાસનાં દુઃખ તો ભોગવવાં જ નથી પડયાં—ઉર્મિલાની પેઠે ચૌદ વરસ સુધી વિયોગનું દારુણ દુઃખ તો વેઠવું જ નથી પડયું.

માણ્ડવી ( ગંભીર ભાવે )—એ શું મારો દોષ હતો ? ખરૂં કહો—સાચું બોલો, શું મેં રાણી થવાની મરજી કરી હતી ? યુવરાજ રામચંદ્ર સીતા અને લક્ષ્મણ સહિત, રાજ્ય છોડી જે દિવસે વનમાં ચાલી નીકળ્યા હતા તે વખતે હું, જો કે કેવળ નાની બાળા હતી; તોપણ શું નિરુપાય બાળકની પેઠે રડી રહી નહોતી ? ખાવા ધાય એવી અયોધ્યા તરફ જોઇને મેં શું ઉંડો ખેદ દર્શાવ્યો

ન હતો ? આ પછી જ્યારે હું જુવાનીમાં આવી ત્યારે હાય, એ નીતિનો વિપ્લવ અને ઘોર અન્યાય મારા સમજવામાં આવ્યો ! એ સમયે શું મેં હજારો વાર રાજ્ય છોડી દેવાની મરજી જાહેર નહોતી કરી ? મેં વળી-વળીને આ મહેલ અને રાજ્યને તિરસ્કારની નજરે જોઈ વારંવાર ધિક્કાર્યાં નથી ? જ્યારે કોઈ મને મહારાણી કહી બોલાવતું તો હું તેને એમ જ કહેતી હતી, કે "હું રાણી નથી; જે રાજા અને રાણી છે તે અત્યારે વનવાસી છે. ભરત તેમના માત્ર સેવક છે અને હું તેમની દાસી છું."

સીતા—આકળાં ન થાઓ માણ્ડવી ! બેન, તમે શું ખરેખર એમ સમજો છો, કે આટલા દહાડા હું દુઃખી હતી ?—આહા, કયી ભાગ્યશાળી સ્ત્રીએ સો વરસમાં પણ એવું સુખ ભોગવ્યું હશે કે જેવું સુખ સ્વામીના સાથમાં હું એક દિવસમાં પામી છું ?—એ દિવ્ય રળિયામણું પ્રભાત અત્યારે પણ યાદ આવે છે. તે પ્રભાત, જે સોનેરી કિરણો પર સવાર થઈ ઉપરના નીલ શૂન્ય આકાશમાર્ગે થઈને ચુપચાપ ધીરે ધીરે પૃથ્વી પર ઉતરી આવતું હતું અને સ્વામીના પગમાં લાંબું પડી પ્રણામની જેમ કરતું હતું. આટલું થતાંમાં જ હજારો વૃક્ષો પરથી મંગળ વાજાં વાગી ઉઠે તેમ અસંખ્ય પક્ષીઓ કીલકીલાટ કરી ઉઠતાંતાં. કુંજોમાં દિવ્ય હાસ્ય ખીલી ઉઠે તેમ, એકી સાથે અસંખ્ય ફૂલોના ઢગેઢગ ખીલી ઉઠતાતા. નિત્ય પ્રાતઃકાળ સ્વામીની એ જ પૂજા થતી હતી.

નિત્ય એ પૂજાની સાથે પ્રાણનાથની પૂજા કરીને હું પણ સનાથ બનતી હતી અને મનમાં ને મનમાં ગર્વનો અનુભવ કરતી હતી. બપોરના વખતે હંમેશાં આશ્રમના આંગણામાં ઉગેલા પીંપળાની ઘનઘોર છાયામાં સ્વામીની સાથે બેસીને સ્થિર સુંદર શ્યામ વનનું ચિત્ર નિહાળ્યા કરતી હતી–એ સૂર્યના પ્રકાશથી ઉજ્જ્વલ શાંતિમય જંગલ જોયા કરતી હતી. સાંજના વખતે ગોદાવરીના કિનારે જઈ શિલાના ઉપર–કદિ એકલી તો કદિ પ્રાણનાથની સાથે–બેસતી હતી. આંખ ઉઠાવી દૂર નજર ફેંકતી તો અનેક જાતના રંગોનો વિચિત્ર પ્રવાહ જોવામાં આવતો હતો—નીલા, પીળા, કાળા, લાલ રંગોનો જાણે સમુદ્ર ઉછળી રહ્યો હતો! રંગોની એ સુંદર મીલાવટ પ્રેમના સ્વપ્ન જેવી શાન્ત અને મનોહર જણાતી હતી! ધીરે ધીરે કિનારા પર જ્યારે રાતનો અંધકાર ગાઢ થતો આવતો ત્યારે હું અમારી રહેવાની ઝુંપડીમાં પાછી ફરી જતી. આહા, શું આ જીવનમાં હું તે સુંદર દશ્યને ફરી જોવા પામીશ? ખરેખર માણ્ડવી, એ દશ્ય અને શોભા ફરીથી જોવાને મારૂં મન બહુ જ તલસે છે.

**માણ્ડવી**—આ તમારો કેવો ખ્યાલ છે બેન? ત્યાં તમે વનદેવી હતાં; આજ અહીં ગૃહલક્ષ્મી છો. એ સઘળી વાતો ભૂલી જાઓ. એ ખરાબ ખ્યાલ તમારા મનમાંથી કાઢી નાંખો. રાજમહેલને અજવાળતાં અંતઃપુરમાં રહો.

સીતા—ખરાબ ખ્યાલ ? તમે માણ્ડવી એને ખરાબ ખ્યાલ કહો છો ? તમે ગહન વનનું એ મીઠું મનોહર દૃશ્ય દેખ્યું નથી, તેથી તમે એમ કહો છો. આહા, એ હેમન્ત ઋતુનું સ્થિર ખુલ્લું આકાશ—એ વસંતનો વાયુ, જે 'જુવાળ' ની પેઠે જાણે કોઈ અજાણ્યા સમુદ્ર ઉપર થઇને વાતો હતો ! એ ગ્રીષ્મ ઋતુની સ્નેહભીની અને સઘન વનોની શીતળ છાયા ! એ શરદ ઋતુની ચાંદની, જે એકી સાથે રેલની માફક મેદાન, પહાડ, નદીકિનારાનો પ્રદેશ અને ગોદાવરી નદીના હૃદયને આવરી લેતી હતી ! એ વર્ષા ઋતુમાં ઘન મેઘોનું ગરજવું-એ વાજળીનો ચમકાર ! ઠંડીની મોસમમાં એ રળિયામણા ધામમાં રોજ સવારે મનભર સ્નાન જેવું કરવું ! એ સઘળી મઝા બેન, તમે નથી અનુભવી, તેથી તમે તેને 'ખરાબ ખ્યાલ' કહો છો.

શ્રુતકીર્તિ—હું સમજું છું ત્યાં સુધી તો અમારો પક્ષજ પ્રબળ છે. અમારી જ જીત છે. આ મહેલ જ ભલો છે.

શાન્તા—કારણ ?

શ્રુતકીર્તિ—વનમાં ટાઢ બહુ પડે છે.

શાન્તા (હસીને)—તે ગમે તે હો, સીતા ! શું આ મહેલ, આ ઉંચા કોટ-કિલ્લા, પેલાં ઉંચાં મંદિરોનાં શિખર, આ હથિયારબંધ પહેરેગીર સિપાઈ, તમને ગમતાં નથી ?

સીતા—શું કહું બેન ! ન જાણે કેમ, આ મહેલના કઠણ પત્થર જાણે મારા દિલને દાબી રહ્યા છે. અ-જાણ્યાની પેઠે ઘરની બહાર ને બહારજ દિવસ આવે છે ને ચાલ્યો જાય છે. વસંતનો વાયુ બહુ જ ધીરે ધ્રૂજતા પગે ગોખ અને ઝરૂખાંને રસ્તે અંદર આવે છે. જાણે મારી સાથે તેને બોલવા–ચાલવાની મના કરવામાં આવી છે. ઉપરનું નીલ આકાશ જાણે ડરતું ડરતું ઘરની અંદર ડોકીયાં કરે છે. ચાંદની જાણે સંકોચ પામતી પામતી દૂરથી આવે છે અને પછી રાણીથી આદર મળેલો ન જોઈ ને પાછી વળી જાય છે. એ સર્વ મારાં આગળનાં સાથી એવાં ડરતાં ડરતાં આવે છે, કે જાણે એ સર્વના મનમાં એક જાતનો સંકોચ, એક જાતનો ખટકો પેદા થઇ ગયો છે. સઘળાં દાસ, દાસી અને પરિવારનાં માણસો મને સમ્રાજ્ઞી સમજીને મારાથી સંકોચાતાં દૂર ને દૂર રહે છે–સદા હાથ જોડી મને રાણી–મહારાણી કહે છે. વડીલો તરફ સ્વામીનો પણ કોણ જાણે કેવો લજ્જાપૂર્ણ ભાવ અને કેવી શંકાયુક્ત અચકાતી અચકાતી બોલચાલ નજરે પડે છે. બેન, આ બધું મારાથી સમજાતું નથી. એ શું છે ! બેન, એ શું છે ! કંઇ જ સમજાતું નથી. ઉલટું એ સઘળું જોઈને હ્રદયમાં બહુ જ દુઃખ થાય છે ! એનાથી આ હ્રદય હંમેશાં સૂન-કાર જેવું રહે છે. હાય હાય કર્યા કરે છે. મારા સ્વામીની સાથે એ ગોદાવરી નદીના કિનારે, એ ખુલ્લા મેદાનમાં

દોડી જવાને મન બહુ તલસે છે. એ કુંજવનોમાં, એ ખીલેલાં ફૂલો, એ આમથી તેમ ઉડતાં કલ્લોલ કરતાં પક્ષીઓ અને કૂદકા ભરતાં હરણો જોવાને મન જાણે તલપાપડ થઈ રહ્યું છે. અહો, એ કેવો સુખનો સમય વહી ગયો !

શ્રુતકીર્તિ—મોટી બેન, તો તમને આ રાજમહેલ, સગાં સંબંધી, આટલો આનંદ-વિનોદ, ચિત્તની પ્રફુલ્લતા, અમારો સ્નેહ, આ સેવા—ચાકરી, આ ઉત્તમ ખાનપાન આ પોષાક અને રત્નજડિત ઘરેણાં સારાં નથી લાગતાં ? એ સઘળાં સુખોની સરખામણીમાં તમને પંચવટીનું જંગલ સારૂં લાગે છે ? બેન, મને લાગે છે, કે તમારા નસીબમાં બહુ જ દુઃખ લખાયેલું છે.

માણ્ડવી—ચુપ શ્રુતકીર્તિ, તું આ શું બોલી રહી છે ?

સીતા—તમે સાચું કહ્યું, બેન શ્રુતકીર્તિ, મારા નસીબમાં સાચે જ ઘણું દુઃખ લખાયેલું જણાય છે.

કૌશલ્યા—( નેપથ્યમાં )—સીતા—સીતા.

શાન્તા—બેન સીતા ! સાંભળો છો, માતા કૌશલ્યા બોલાવી રહ્યાં છે.

સીતા—( ચમકીને )—આવું છું—

[ કહી ચાલી નીકળે છે. ]

શાન્તા—સીતા આવી જ રીતે સદા ચિન્તાથી આકુળ, સદા ઉંચા મને રહે છે. મુગ્ધ હરિણી સમાન નેત્રોથી,

એક પ્રકારનો પ્રશ્ન-એક તરેહની અજાયબીનો ભાવ દર્શાવતી ચારે તરફ નજર ફેંકતી રહે છે. તે જાણે એક પ્રકારની ચિંતા યા ચિન્તાથી બેબાકળી જેવી બની રહે છે. જોતજોતાં ક્ષણમાત્રમાં મોઢું ફીક્કું પડી જાય છે. બંને આંખોમાં આંસુ ઉભરાઈ આવે છે. હાસ્યની રેખા ક્ષીણ થઇને ઉંડી ઉદાસીમાં સમાઈ જાય છે. એ દેખાવ જાણે પૂનમની રાતે મરણની ચિન્તા, જાણે ફૂલેલી ફૂલવાડીમાં કાળો નાગ, જાણે ઉત્સવના મંદિરમાં કાળી કીકીયારી, જાણે સુંદરતામાં મૂર્છા, જાણે બચ્ચાના મગજમાં ચિન્તાની કારમી કાળી છાયા, જાણે હાસ્યની પત્થરની પ્રતિમા, જાણે કમળના પાંદડામાં રાતનું હીમ, અથવા જાણે અંધકારની વચ્ચે સુંદરી સંધ્યાની આત્મહત્યા જેવો જણાઈ આવે છે.–માણ્ડવી, વારૂ બેન, તું સમજી શકે છે, કે સીતાના મનમાં શી ચિન્તા છે ?

**માણ્ડવી**—એમાં સમજવાની કે વિચારવાની શી વાત છે ? વનમાં રહેનારી પંખિણી ક્યાંએ સોનાના પાંજરામાં સુખથી રહી શકી છે ?

**શ્રુતકીર્તિ**—નહિ. તે ઝાડ ઉપર ટાઢ, તાપ અને વરસાદમાં કેવી સુખથી રહે છે ! હું એકસરખી રીતે સીતાને કહેતી આવી છું કે તમારા જંગલ કરતાં આ મહેલ હજાર ગણો સારો છે ! શું અહીં હવા નથી આવતી ? શું અહીં પુનમની ચાંદની નથી ખીલતી બેન ? એ ઉપરાંત અહીં

રોજ રાજભોગ મળે છે; સેંકડો દાસદાસીઓ ખાવું, પીવું, ઉંઘવું વગેરે છોડીને સેવામાં મંડ્યાં રહે છે.—હું તો બેન, જંગલના કરતાં મહેલમાં રહેવાનું જ પસંદ કરૂં છું.

**માણ્ડવી**–બેન, બધાંની રુચિ એક સરખી નથી હોતી!

**શ્રુતકીર્તિ**—એ તો બરાબર જ છે. કોઇને ગળપણ ભાવે છે, તો કોઇને ખાટુંખારૂં કે તીખુંતમતમતું સારૂં લાગેછે.

**શાન્તા**—એમ જ—બરાબર એમ જ વાત છે! તમે બરાબર કહ્યું. તમે હંમેશાં સીધી વાત કરી નાખો છો. અને માણ્ડવી, ઉર્મિલા, સીતા–એ સૌ કવિ છે.

[ ઉર્મિલા સિવાય સઘળાં ચાલી નીકળે છે. ]

**ઉર્મિલા**—સૂર્ય અસ્તાચળ તરફ ગતિ કરી રહ્યો છે. દૂરનું રંગીન સોનેરી મેદાન તે જોઈ રહેલ છે. સ્થિર સરયૂનદીના પ્રવાહમાં સૂર્યનાં સોનેરી કિરણો લાંબાં પડી સૂઇ રહ્યાં છે. સંધ્યા આ વિશ્વ–મંદિરમાં અર્ધો ઘુંઘટ તાણી, મલીન વસ્ત્ર ધારણ કરી, રતાશભર્યા મુખમાં મચકોડ અને હાથમાં દિપક લઈ ગુપચુપ ધીમે ધીમે પગ ઉપાડતી આવી રહી છે! લાજથી જાણે નયન નીચાં ઢાળી દીધાં છે! સહેજ મરોડ-થી મનોહર મુખવાળી, મધુરતાથી ભરેલી, લજ્જાથી નમ્ર બનેલી પ્રેમમયી સંધ્યા! પૃથ્વી પર આવો. અને હે સખી! પ્રાણેશ્વર લક્ષ્મણને લાવીને ઉર્મિલાના હૃદય સાથે ચાંપો.

[ ચાલી નીકળે છે. ]

---

## પ્રવેશ ત્રીજો.

[ લક્ષ્મણ અને ઉર્મિલા. ]

**લક્ષ્મણ**—કેટલા દિવસો પછી આ મેળાપ થયો છે?

**ઉર્મિલા**—નાથ, હું એ નથી જાણતી. નાથનાં દર્શન થતાંની સાથે જ વિયોગની વ્યથા જાણે ભૂલી જ ગઇ છું. જરાયે દુઃખ નથી. કેવળ તૃપ્તિ, કેવળ સુખ, અને કેવળ દિવ્ય આનંદ છે. કુંજભૂમિ દ્વૈદ્વિપ્યમાન થઇ રહી છે; કેવળ તમે મને અને હું તમને, બંને એક બીજાને પ્યાર કરી રહ્યાં છીએ. આંખોની આગળથી જાણે બીજા બધાનો લોપ થઈ ગયો છે–ફક્ત તમે જ પાસે છો. બસ હું એટલો જ અનુભવ કરી રહી છું. આ માનસિક દૃશ્યમાં તમારા સિવાય બીજું કાંઈ જોવા પામતી નથી.

**લક્ષ્મણ**—ચૌદ વરસ પછી—

**ઉર્મિલા**—હા, ચૌદ વરસ પછી અત્યારે પ્રાણનાથને પામી છું; છતાં એટલા દહાડા નહોતી હું અધીર, કે નહોતી મારા હૃદયમાં વિરહની વ્યથા. મને ખબર હતી, કે આ જગતમાં આપ ઉર્મિલાના છો અને ઉર્મિલા આપની છે. હું જાણતી હતી, કે આ લોકમાં ફરી મળવું થશે અને તેમ નહિ તો બીજા જન્મમાં તો જરૂર જ થશે.

લક્ષ્મણ—તું અહીં અયોધ્યામાં હતી અને હું ત્યાં દૂર ગોદાવરીના કિનારે પડેલો હતો; છતાં પણ વહાલી, તું જાણે તારા સ્નેહની બંને ભુજાઓથી મને ભીડી રહી હતી ! ગયાં ચૌદ વરસમાં હું હંમેશાં જ મારા હૃદયની અંદર તારી દૃષ્ટિ, તારો સ્પર્શ, તારા કંઠનો અવાજ અને તારા મનોહર મુખનો પ્રત્યક્ષ અનુભવ કર્યા કરતો હતો.

ઉર્મિલા—તે હું જાણું છું નાથ !

લક્ષ્મણ—મારા હૃદયરાજ્યની રાણી ! મારૂં હૃદય હંમેશાં તુંમય બની રહો-નિત્ય સૂતાં, જાગતાં, સંયોગ કે વિયોગની સ્થિતિમાં મારા હૃદયને પૂર્ણ બનાવતાં રહો.

ઉર્મિલા—પ્રિયતમ ! જુઓ, કેવું મનોહર દૃશ્ય છે ! કેવું રળિયામણું વિશ્વ ઝળકી રહ્યું છે ! કેવું સુન્દર શાન્તિનું ચિત્ર છે !

લક્ષ્મણ—સાચે, આ નદીના કિનારા, આ ઘોર ગંભીર વિશાળ છાયાવાળો વડલો, આ રમણીય ઉપવન, બહુ જ જોવા લાયક છે !

ઉર્મિલા—આ સાંભળો, નવ પલ્લવોથી સુશોભિત ઉપવનના પુષ્પમય અધરોમાંથી કોમળ, ધીમો, આછો મર્મર રવ સંભળાય છે ! જુઓ, આ આકાશનું મુખ દિવ્ય સ્નેહથી ભરેલું છે-તેમાં આશીર્વાદથી ભરપૂર, ઉજ્જવલ મધ્યાહ્નનાં કિરણોનું અપાર હાસ્ય નજરે પડે છે. સાંભળો, પેલા ગાઢા કુંજવનમાં હરિયાળાં વૃક્ષોની ડાળીઓ

પર પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં છે. જુઓ, પણે જંગલો-થી ઢંકાએલો પહાડ તેનાં નાજુક નાનાં શિખરોને હાથની માફક અદ્ધર રાખી ઉભો છે! જુઓ, આ ફૂલ્યાં-ફાલ્યાં વૃક્ષો પર આનંદથી મસ્ત બની રહેલી હવા નાચ કરી રહી છે! નાથ, એકીટસે શું જોઈ રહ્યા છો?

લક્ષ્મણ—બીજું શું, વિધાતાની વિચિત્ર સૃષ્ટિ-તમારૂં વદન-જોઈ રહ્યો છું.

ઉર્મિલા-( શરમાતી )—જુઓ, પેલી હરણી પોતાનાં બચ્ચાંની સાથે ખેલી રહી છે. પેલાં કબૂતર-કબૂતરી બંને એકાન્ત મિલનના આનંદમાં વખત વીતાવી રહ્યાં છે. પેલા નદીના કિનારા પર જુઓ, કેટલી ગાયો ચરી રહી છે-પેલા ગાઢ વનમાં મોર અને ઢેલ મોજ ઉડાવી રહ્યાં છે.

લક્ષ્મણ—સઘળું જોઈ રહ્યો છું વહાલી! કેટલી નદીઓ, કેટલા નદ, કેટલાં ગામ અને કેટલાં નગર વટાવીને હું અતિથિ, તમારા આશ્રમ—ભવનમાં આવ્યો છું; દિલ ભરી ભરીને મને પ્રેમામૃતનું પાન કરાવો-હૃદયની તરસ છીપાવો-પ્રેમદાન દો.

ઉર્મિલા—હાય નાથ! એ પ્રેમનું દાન તો હું નિત્ય નિરંતર આપું છું; તેમ છતાં પણ એ આશા અને અભિલાષા નથી મટતી.

[ બંને ભેટી પડે છે. ]

## પ્રવેશ ચોથો.

સ્થળ—મહેલની લગોલગ આવેલો બાગ.

સમય—ચાંદની રાતનો.

[ રામ અને સીતા. ]

રામ—શોભીતા સરયૂના તટપર શીતળ, સુગંધિત, મંદ વાયુ વાઇ રહ્યો છે. ચંદ્રમાનું અમૃત પીને મગન બનેલું ચકોર કલ્લોલ કરી રહ્યું છે. બગીચાની અંદર પાંદડાંઓનો કોમળ મર્મર ધ્વનિ સંભળાઈ રહ્યો છે. નિકુંજમાં પુષ્પ-પરાગની મહેક છાઇ રહી છે. એકાન્તમાં એક ફૂલ હસતું હસતું બીજા ફૂલના અંગ પર ઢળી પડતું દેખાય છે. એવું લાગે છે, કે જાણે સાંજે અપ્સરાઓ આવીને એ ચાંદનીમાં નહાયા કરે છે-અથવા, જાણે અમૃતના તરંગો-માં અંગોને વહેતાં મૂકી પરસ્પર પ્યારની વાતો કર્યા કરે છે. પ્રિયે ! જુઓ, આજ આ પૃથ્વી કેવી મધુમય મનો-હર દેખાવ આપે છે !

સીતા—વહાલા, તે દિવસો યાદ આવે છે-જ્યારે ચંદ્રમા આ રીતે અમૃતનો વરસાદ વરસાવતો હતો ! એ ગોદાવરીના કિનારા અને એ પર્ણકુટી કેવાં રળિયામણાં હતાં ! ક્યાં તે દિવસો અને ક્યાં આ દિવસો !

**રામ**—ક્યા દિવસો તમને સારા લાગે છે ?

**સીતા**—મારા હૃદયના પ્રકાશ ! જે સમયે તમે મારી પાસે રહો તેજ સમય મને સારો લાગે છે. એ પહેલાંનો સમય પણ સારો હતો અને અત્યારનો સમય પણ સારો છે. જ્યારે તમે પાસે રહો છો ત્યારે હું બીજું કાંઇ નથી દેખતી, તમારામાં જ મગન રહું છું. નાથ, આ પૃથ્વી તમારાથી જ પરિપૂર્ણ છે. આ આકાશમાં પણ મારા હિસાબે તમે જ વ્યાપી રહેલા છો. ઓહ ! જ્યારે હું લંકાંમાં હતી ત્યારે,–એ દહાડા કેવા કપરા અને કાળ જેવા હતા ? મહિનો વરસ જેવડો અને દહાડો મહિના જેવડો થઈ પડયો હતો. હે નાથ, એ સમયે પણ ચંદ્રમા તો અત્યારની પેઠે આકાશમાં ઉગતો હતો, મલયવાયુના સ્પર્શથી સતેજ બની આનંદથી અશોકની કળીઓ ખીલી ઉઠતી હતી. હે પ્રિયતમ, તો પછી શા માટે રાતદહાડો પ્રત્યેક પળ, હૃદયમાં આગની પેઠે સળગતી રહેતી હતી ? વળી કોની ખાતર હું રાતોની રાતો જાગરણ કરતી હતી, અને છતાં રાત ખુટતી જ નહોતી ? રોતાં રોતાં અગર હરકોઇ રીતે મહા કષ્ટે રાત વીતતી, તો આકાશમાં સૂર્યનો ઉદય થતાં નિત્ય નવી નિરાશા મનની અંદર જાગ્યા કરતી ! શરદ ઋતુનો ચંદ્રમા જાણે મારો ઉપહાસ કરતો કરતો જ ઉંચે આકાશમાં ઉગતો હતો ! વસન્ત ઋતુમાં કોયલનું ગાન જાણે મારા હૃદયમાં હળાહળ વિષ વરસાવતું હતું ! મલયવાયુ જાણે મારા શરીરમાં બર્છીઓ

ભોંકતો હતો અને ફૂલોનો મઘમઘાટ જાણે માથામાં દર્દ પેદા કરી દેતો હતો! વસન્તમાં યા શીતકાળમાં હજારો રાક્ષસણીઓ મને ઘેરીને રહેતી હતી. તે હરકોઈ રીતે દહાડો વીતાવી રાતે—મધરાતે—મઝા ઉડાવ્યા કરતી હતી; કદિ વિકરાળ હાસ્ય હસતી હતી, કદી મને ડરાવતી ધમકાવતી હતી, કદિ ઉપહાસ કરતી હતી. તેઓ મારી એ બારે માસ થનારી તીક્ષ્ણ યાતના અને તીવ્ર વેદનાને નહોતી પિછાનતી—પિછાની શકતી નહોતી. નિરુપાય નીલું આકાશ અપાર દયાથી મારી દશા જોઇને અંદર જ હાય હાય કર્યાં કરતું હતું. અહો, એ દિવસો કેવા કપરા હતા! રાતદહાડો કેવી ઘોર યાતનાની સામે ઝઝુમવાનું હતું! હે પ્રાણનાથ! અત્યારે પણ એ દિવસોની યાદ આવતાં હું ભયની મારી કંપી ઉઠું છું.

રામ—પ્રિયે! આવો, મારી પાસે આવો. નાહક શામાટે ડરી રહ્યાં છો? હજી પણ કેમ ખાલી ડરો છો? અત્યારે તો તમે મારી પાસે છો! પ્યારી! એ દિવસો તો વહી ગયા; હવે એ વાતોને ભૂલી જાઓ. આ લંકાપુરી તો છે જ નહિ, પછી શા માટે તમે આશંકા કરી રહ્યાં છો? રાવણ એના પાપે પૂરો થઈ ચૂકયો છે. આ અયોધ્યા છે અને તમારો રામ તમને પોતાની બાથમાં રાખી રક્ષણ કરી રહેલ છે! પ્રિયે! રામ તમારૂં રક્ષણ કરવાને અસમર્થ કે નિર્બળ નથી.

તમે તમારા મનમાંથી એ પાછલા દુઃસ્વપ્નની વાત કાઢી નાંખો—પ્રિયે, એ પાછલા નબળા દિવસોને ભૂલી જાઓ.

**સીતા**—ના ના પ્યારા ! માલૂમ નથી, કે શા માટે હું એ દિવસોને ભૂલવા પામતી નથી. ન જાણે કેમ, મારૂં મન એ દિવસો તરફ દોડી જાય છે, અટકાવ્યું નથી અટકતું. એ વિકરાળ ડરામણું દૃશ્ય વારંવાર નજરની સામે ખડું થાય છે. પારધીના બાણથી ઘવાયેલી હરણીની માફક વ્યાકુળ ચિત્તે અને ભયથી બાવરી બનીને હું એ આતતાયીની તરફ પાછું વાળી વાળીને જોઉં છું અને તેની વાંસળીનો અવાજ સૂણું છું. અથવા મારી એવી જ દશા છે, કે જેમ કોઈ વટેમાર્ગુની પૂઠે વાઘ પડે અને તે વટેમાર્ગુ જીવ લઇને નાસતો નાસતો પોતાના ઘરના બારણે આવી પહોંચે; છતાં પણ તેને પોતાના છૂટકારા વિષેનો વિશ્વાસ ન આવે અને તે ભયનો માર્યો વારંવાર મુખ ફેરવીને તાકતો રહે. મને લાગે છે, કે એ લંકાવાળો માઠો દિન પોતાનો શિકાર હાથથી ગુમાવીને તેને ખોળતો ખોળતો અયોધ્યાના દરવાજા સુધી દોડી આવ્યો છે, અને હરેક પળે મને તમારા હૃદયથી છીનવી લઈ જવાના સુયોગની રાહ જોઈ રહ્યો છે. હે પ્રાણનાથ ! તેથી, જો તમે કદિ પળવારને માટે પણ આંખ આગળથી અળગા થાઓ છો તો મને બીક લાગે છે, કે રખેને પાછું તમારાં ચરણથી અલગ થવું પડે ! એ ભયના કારણે મને રાતદિવસ કળ નથી પડતી—રહી રહીને કંપી ઉઠું છું !

જ્યારે એકલી પડું છું ત્યારે, પ્રાણનાથ! એ ચિંતા થાય છે, કે કદાચ હવે ફરીને તમારાં દર્શન નહિ પામું!

**રામ**—ના ના હૃદયેશ્વરી! તમને હું મહા કષ્ટે પામ્યો છું; હવે હું તમને સદા મારા હૃદયમાં રાખીશ. એ નકામી શંકાને તમારા હૃદયમાંથી કાઢી નાંખો.

**સીતા**—ખબર નથી, નાથ! ભાગ્યમાં શું લખાયું છે! મને જોરથી—બહુ જોરથી—તમારા હૃદય સાથે લગાવી લ્યો. કદાચ, આ મારી અને તમારી છેવટની મુલાકાત છે!

**રામ**—આ શું? તમે રૂવો છો કેમ? તમારો દેહ કેમ કંપી રહ્યો છે? આ દૃષ્ટિ ભયથી વ્યાકુળ કેમ બની રહી છે? તમારૂં મુખમંડળ કેમ ફીક્કું પડતું જાય છે?

**સીતા**—( ઊંડો નિસાસો નાંખીને )—પ્રાણનાથ!

**રામ**—પ્યારી, તમે શામાટે આટલાં બધાં અધીર બની રહ્યાં છો? પહેલાં તો કદિયે મેં તમારી આવી દશા નથી દીઠી. પ્રિયે, કહો તો ખરાં, તમારા આ કોમળ હૃદયમાં કોણે સંદેહનું વજ્ર માર્યું છે? આ ગદ્‌ગદ વાણી, આ લાંબો શ્વાસ અને આ છાતીનો ધડકાટ શા માટે છે? તમારી આંખો કેમ સૂજી ગઈ છે? તમારા ગુલાબી ગાલ ઉપર આંસુ કેમ વહી રહ્યાં છે?

**સીતા**—છાતી સાથે લગાવી લ્યો, પ્રાણનાથ!

રામ—ચાલો પ્યારી, અંતઃપુરમાં જઈએ. રાત ઘણી થઈ ગઈ છે; સરયૂના તટ પર અંધકાર છવાઇ ગયો છે. જુઓ, પેલો ચંદ્રમા પણ આથમી ગયો. વાયુ થાકી ગયો હોય તેમ ઉંઘનો માર્યો પૃથ્વી પર સૂઇ ગયો છે. એ બૂરી કલ્પનાને હૃદયથી દૂર કરો.ચાલો, શયનમંદિરમાં જઈએ.

( બંને ચાલી નીકળે છે. )



## પ્રવેશ પાંચમો.

---

સ્થળ—રાજમહેલની બહારની બેઠક.

સમય—સવારનો.

રામ—શું બોલ્યો રે દુર્મુખ?-તારી એટલી બધી મજાલ? દુર્મતિ તું નથી જાણુતો કે તે કોણુ છે અને તું કોણુ છે? કુત્તા નિમકહરામ!

દુર્મુખ—મહારાજ! હું જાણું છું કે તે મહારાણી છે અને હું એક સાધારણુ નોકર છું. મહારાજ, આપની આજ્ઞાથી જ આજ મેં એ કઠોર ક્રૂર સમાચાર આપશ્રીના ચરણુમાં નિવેદન કર્યાં છે. કેવળ કર્તવ્યના ખ્યાલથી—

રામ-(થમકીને)—સાચું છે. દુર્મુખ, તું મારો દાસ છે. એમાં તારો દોષ નથી. તેં તો તારૂં કર્તવ્ય બજાવ્યું છે. હું મૂર્ખ-મહામૂર્ખ છું-મેં જ તને આજ્ઞા આપી રાખી છે, કે તારે નિત્ય પ્રજાએ કરેલી મિથ્યા નિન્દા વગેરેના સમાચાર મને કહી જવા! હું એ નિન્દાના જળમાં, જાણે ગંગાજળ હોય તેમ, રોજ સવારમાં સ્નાન કરીને દિવસનાં બીજાં કામો હાથમાં લઉં છું! ઓહ! આ જ સિરપાવ? મારી પ્રજાએ જ્યારે જે ઈચ્છયું ત્યારે તે જ મેં કર્યું. તેની ઈચ્છા પૂરી કરી, તેમના મનનું રંજન કર્યું, તેનું આ જ ઈનામ છે?

સઘળી અડચણો અને વિઘ્નો વટાવીને ધન અને પરિશ્રમથી મેં આજ સુધી પ્રજાની સઘળી ઈચ્છાઓ પૂરી કરી છે! પ્રજાની માગણીઓ અને ફરિયાદો સાંભળવી અને પૂરી કરવી એ જ મારૂં હંમેશનું રાજકાજ છે! એનો આ સિરપાવ મળ્યો? અગર,કદાચ માણસજાતજ એવી કૃતઘ્ન, એવી લોભી અને એવી અધમ છે, કે તેને જેટલું આપો તેટલું જ વધારે તે ઇચ્છે છે—કોઈ રીતે તેનું પેટ નથી ભરાતું. અયોધ્યાવાસીઓ! પ્યારી સીતાને—પુણ્યમયી, ગૃહલક્ષ્મી, પતિવ્રતા, રાજરાણી અને રાજલક્ષ્મી સીતાને—મારા હૃદયથી વિખૂટી પાડવા ચાહો છો? સીતા અલક્ષ્મી અને અસતી છે? પુરવાસીઓ! તમારા દિલમાં એવો અવિશ્વાસ કયાંથી ઘૂસી ગયો? હાય! એ લોકો શું સીતાના ચરિત્રને મારાથી વધારે પિછાને છે? સીતા પવિત્ર હોય અથવા અપવિત્ર હોય, સતી હોય કે અસતી હોય, તે મારી છે. તો હું બીજાંઓની ઈચ્છાથી સીતાને અત્યારે શામાટે તજી દઉં? કદિ પણ નહિ તજું. પ્રજાને જો નથી ગમતી, તો શું એટલા માટે હું મારી આંખો મારા હાથે બહાર ખેંચી કાઢીશ?—કદિ નહિ. અયોધ્યાની પ્રજા ફાવે તેમ કહે, સીતા હંમેશાં મારા ઘરમાં ગૃહલક્ષ્મી રૂપે રહેશે. દુર્મુખ! પાપી! તું હજી સુધી સામે ઉભો છે? દૂર થા, દૂર થા, ધણીનું ધાન ખાઈ ઉછરેલા કૂતરા! કૃતઘ્ન!—ના ના, હું કદાચ ઉશ્કેરાતો જઉં છું! એ તો નોકર છે; એ શું કરે?

એણે તો જે જે સાંભળ્યું તે તે સાચેસાચું આવીને જણાવી દીધું.–દુર્મુખ, તેં આ વાત સાચેસાચી કેમ કહી? જૂઠું જ કેમ ન બોલી દીધું?–સહેજ અસત્ય કેમ ન બોલ્યો? ધન, રત્ન, જે મરજીમાં આવે તે માગી લે, હું તું જે માગીશ તે આપીશ–તું માત્ર એટલું કહી દે, કે 'મેં જૂઠું કહ્યું છે.'

દુર્મુખ—મારાથી આ બાપુનું દુઃખ દેખ્યું જતું નથી. ધર્મ જાય તો ભલે જાય–પ્રભો! મહારાજ! ઉઠો. મેં જે કહ્યું, તે કદાપિ સાચું નથી–સઘળું ખોટું છે! જરાએ જરા જૂઠું છે, કેવળ અસત્ય છે. આપની પ્રજાએ મહારાણીના સંબંધમાં કંઈ જ નથી કહ્યું.

રામ—નહિ, જા દુર્મુખ–એ કેવળ ગાંડાનો બકવાદ છે. આ વખતે મને મારી પોતાની જાતનું ભાન નથી. મને ખબર નથી, કે હું શું બોલી રહ્યો છું. નહિ, નહિ, એ દિલાસો દેવો નકામો છે. હવે હું તને દોષ નહિ દઉં–જૂઠું બોલવાની તારી પાસે માગણી નહિ કરૂં. મને ચોક્કસ રીતે માલૂમ છે, કે તેં એક અક્ષર પણ જૂઠો નથી કહ્યો. બસ, તું મને મારા દુઃખની સાથે છોડીને ચાલ્યો જા.

દુર્મુખ–(જતાં જતાં)—હાય! મેં મૂર્ખાએ એ વાત બાપુને શામાટે કહી! એ વખતે મારૂં ગળું બંધ કેમ ન થઈ ગયું! એ બૂરા સમાચાર કહેતાં પહેલાં જ મારી જીભ સડી, ગળી કે જળી કેમ ન ગઈ? એના ટુકડે ટુકડા કેમ ન થઈ ગયા!–અહો મને ધિક્કાર છે!

[ ચાલી નીકળે છે. ]

રામ—બહુ સારૂં ! હવે હું શું કરૂં ? કંઇ જ સૂઝતું નથી. શું પ્રજાનો આ બકવાદ કાને ધરૂં ? સીતાને તજી દઉં ? કૂતરાની માફક તેને મારી પાસેથી હાંકી કાઢું ?—નિષ્ઠૂર વૃદ્ધ વસિષ્ઠ ! તમે શી રીતે એ આજ્ઞા મને આપી, કે પ્રજારંજનને માટે જરૂર પડયે સીતાને પણ તજી દેવી ? જો અત્યારે તજી જ દેવી હતી તો પછી તેને મેળવવાને માટે મેં લંકાંમાં ઘોર સંગ્રામ શાને કર્યો ? શું એટલા માટે, કે તેને ત્યાંથી લાવીને પછી હું મારી જાતે તજી દઉં ? રૂઢ અવિચારને લઇને સીતાને ગરદન જ મારવી એ મારે માટે યોગ્ય છે ? શું એ મારૂં કર્તવ્ય છે ? સીતા—સાધ્વી, સતી, આકાશના જેવી નિર્મળ, હંમેશાંની ભોળી, પુણ્યમયી, મારામાં વિશ્વાસ, શ્રદ્ધા અને પ્રેમ રાખનારી છે ! —એની સાથે હું એવું વર્ત્તન ચલાવીશ ? ના—ના ! આ મારૂં રાજ્ય સ્વપ્નમાં મળેલા અશ્વર્યની પેઠે ક્ષણમાત્રમાં નષ્ટ થઈ જાઓ; આ રાજમહેલ માટીમાં મળી જાઓ; આ અયોધ્યાપુરી સરયૂના જળમાં તણાઇ જાય; આ સૂર્યવંશ બ્રાહ્મણના શાપથી ભસ્મ થઈ જાઓ, આજ મારા આ પાપે પૃથ્વીનો પ્રલય થઇ જાય ! પતિવ્રતા સીતા સદા મારા હૃદયમાં રહેશે ! આકાશવ્યાપી બ્રહ્માંડના ધ્વંસની અંદર—સચરાચર વિશ્વની ભસ્મ ઉપર સીતાની પવિત્ર સ્થિતિ જેવીને તેવી કાયમ રહેશે.

[ પડદો પડે છે. )

---

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—અંતઃપુરનું આંગણું.

સમય—સવારનો.

[ એકલાં કૌશલ્યા પૂજા કરી રહ્યાં છે. ]

કૌશલ્યા—રાતે અંગારા વરસતા હોય તેમ ઉપરા-ઉપરી ઉલ્કાપાત થાય છે. લોહીવર્ણું પ્રભાત જાણે ગુસ્સે થયા જેવું બનીને તાકી રહે છે. બપોરે મહેલના ચોગાનમાં શિયાળવાંના ભયંકર શબ્દો સંભળાય છે—જાણે તેઓ કોઈ માથા પર ઝઝુમી રહેલી વિપત્તિની આગાહી કરી રહ્યાં છે. કોણ જાણે, શા કારણથી રોજ રાતે ઈશાન ખૂણામાં અ-મંગળની શિખા સમાન, ધૂમાડાના રંગનો ધૂમકેતુ ઉગે છે. એને જોવાથી જણાય છે, કે કોઈ અનર્થની લાંબી છાયા નજીક જ છે. એથી હે મહામાયા, ઈશાની, કલ્યાણમયી, વરદા, મા! તારાં ચરણમાં ભક્તિ-પૂર્વક આ પુષ્પની અંજલિ અર્પણ કરીને હું આજ

પ્રાર્થના કરૂં છું, કે મારા રામ પર કોઈ વિપત્તિ આવવા ન પામે. અભયા અપરાજિતા મા! અભયદાન દો. આ આશંકા, આ ગભરાટ દૂર કરો. એકાએક ઝઝુમી રહેલા આ વજ્રમેઘને પશ્ચિમ–આકાશથી હઠાવી દો–આ વિપત્તિનાં વાદળાંને વિખેરી નાંખો. દેવી! ચંડી! ભગવતી! સંહારિણી ભૈરવી! તમારી આ ભયંકર કાળ જેવી મૂર્તિને આવરી લો. હે દુર્ગે! હે કલ્યાણી! દુર્ગતિનાશિની! સૌમ્ય સ્વરૂપે દર્શન દો. (પ્રણામ)—સીતા સીતા—

**સીતા**—(નેપથ્યમાં)—આવું છું.

**કૌશલ્યા**—ચાંદની જેવી રીતે પોતાની આસપાસના અંધકારનો નાશ કરે છે અને આંખોને આનંદ આપે છે, તેવી જ રીતે મારી પુત્રવધૂ સાક્ષાત્ લક્ષ્મી સીતા આવે છે.

(સીતા પ્રવેશ કરે છે.)

**સીતા**—શું છે માજી?

**કૌશલ્યા**—આ શું, તું રોતી હતી વહુ? સીતા, આ શું!–મારી સામે જો; આ શું, તારૂં મોહું ફીકકું કેમ? આંખો સૂજેલી કેમ છે? આ શું? કેમ વહુ! બોલતી કેમ નથી?–સમજી. રામ પાસે નથી, તેથી તારી આ હાલત છે.

**સીતા**—નહિ માજી!

**કૌશલ્યા**—નહિ શું, હું સમજી ગઈ. વહુ, તારા હૃદયની ગુપ્ત શંકાને હું જાણી ગઈ. વહુ, મને પણ રામ વહાલો છે. એક જ સ્નેહ માતા, પુત્રી, સ્ત્રી આદિનાં હૃદયોમાં જુદા જુદા રૂપે રહે છે. બેટા, રામ રાજ્યના કામે ચંપકારણ્યમાં વસિષ્ઠ ગુરુની પાસે ગયા છે. એમ જાણવામાં આવ્યું છે, કે ગુરુની કંઇક સલાહ લેવાનું કામ હતું.બેટા, ગભરા ના, તારો અને મારો રામ જરૂર જ સુખરૂપ અને કુશળ છે અને તરતમાં જ ઘેર પાછો આવશે. બેટા, વહુ, ચિન્તા છોડી દો. રામના ભલા વિષે કંઈ ભય રાખવા જેવું છે જ નહિ. રામ ચાહે નજીક હોય કે દૂર હોય, ચાહે નગરમાં હોય, ચાહે દૂર પરદેશમાં હોય કે રાજમહેલના અંતઃપુરમાં હોય, ચાહે શાન્તિમાં હોય કે ચાહે યુદ્ધમાં હોય, તે હંમેશાં મારા સ્નેહના ગઢમાં સુરક્ષિત છે. અનર્થની આંચ પણ તેના અંગને અડી શકતી નથી. જે રામની માતા હું છું અને પત્ની તું છે, તેના ઉપર વિપત્તિની છાયા સુદ્ધાં પડી નથી શકતી. રામ સુખી થાઓ અને તરતમાં જ વીર પુત્રની માતા થનારી તું પણ સુખથી રહે.

[ વીજળી કડ્કે છે. ]

**સીતા**—આ શું ?

**કૌશલ્યા**—વિજળીનો કડાકો થયો.

સીતા—આકાશ તો સાફ છે–ક્યાંયે નાનું વાદળ સરખું પણ નથી જણાતું.

કૌશલ્યા–( મનમાં )—ખરે! મેઘ તો ક્યાંયે નથી. ( જાહેર ) એમ જણાય છે, કે થોડી જ વારમાં વાવાઝોડું થઈ આવશે. ચાલો, અંદર મહેલમાં જઈએ. ( જતાં જતાં ) મા! સર્વનું ભલું કરનારી દેવી! સતી! મારા રામની તમે સંભાળ રાખજો. હે ભગવતી, સદા રામનું રક્ષણ કરજો.



## પ્રવેશ બીજો.



**સ્થળ**—વસિષ્ઠનો આશ્રમ.

**સમય**—સવારનો.

[ રામ અને વસિષ્ઠ. ]

**રામ**—ગુરુદેવ ! એ કામ મારાથી જરાએ થાય એવું નથી. મારાથી નહિ થઈ શકે.

**વસિષ્ઠ**—હું કબૂલ કરૂં છું, કે તમારે માટે એ કામ અસાધ્ય છે. રઘુવર ! હું જાણું છું, કે એ કામ બહુ જ ભારે છે, નિષ્ઠુર છે અને દુઃખદાયક છે; છતાં પણ કરવું જ પડશે. રામ, જો સઘળાં કર્તવ્ય સહેલાઈથી સારી રીતે સધાય એવાં હોય તો તે કરવામાં જગતની અંદર પ્રશંસા જેવું જ શું રહે ? કેમ કાંઈ બોલતા નથી ? કરી શકશો ને ?

**રામ**—ભગવન્ ! એ બહુ જ કડવો ઘુંટડો છે.

**વસિષ્ઠ**—હું જાણું છું, કે બહુ જ કડવો છે; છતાં પણ ઉતારવો પડશે.—તમે કેમ કંઈ જવાબ દેતા નથી ? રામ, શું તમને યાદ નથી, કે કયા કુળમાં તમારો જન્મ થયો છે ? તમે કોણ છો ? કોના પુત્ર છો ? કોના પૌત્ર છો ? હે પુરુષોત્તમ, આ બધી વાતોને શું તમે ભૂલી

ગયા છો ? યાદ રાખો, તમારો જન્મ સૂર્યવંશમાં થયો છે ! દશરથ તમારા પિતા છે ! દશરથ, કે જેમણે પોતાના ઘડપણની અપાર સાધના અને તપના ફળરૂપ પ્રાણથી પણ પ્યારા, પોતાના બે પુત્રોને કેવળ કર્તવ્યનું પાલન કરવાની ખાતર વનમાં વિદાય કરી દીધા ! કહો, એમનું એ કર્તવ્યપાલન શું સહેલું અને ગળ્યું હતું ? શું સ્ત્રીનો ત્યાગ પુત્રના ત્યાગથી પણ વધારે દુઃસાધ્ય છે ?

**રામ**—ગુરુદેવ! એ કામ દુઃસાધ્ય નહિ, પણ અસાધ્ય છે. જે અસાધ્ય છે તેને હું શી રીતે કરી શકીશ ? આપ આજ્ઞા કરો, હું રાજ્યના ભલાને માટે મારા પ્રાણ દેવાને તૈયાર છું;પરંતુ જાનકી મને મારા જાનથી પણ હજારગણી વધારે વહાલી છે ! તેનો ત્યાગ મારાથી નહિ થઈ શકે.

**વસિષ્ઠ**—જાનકી તમને અતિશય વહાલી છે એ પણ હું જાણું છું, પરંતુ જુઓ, પ્રાણ દઇ દેવા અને કર્તવ્યનું પાલન કરવું એ બંને એક નથી. પ્રાણ આપવા–આત્મઘાત કરવો–એ, કાયર સિપાહીની માફક કર્તવ્યની યુદ્ધભૂમિમાંથી નાશી છૂટવા બરાબર છે, જ્યારે કર્તવ્યનું પાલન કરવું એ, અડગ સાહસની સાથે સામે મોંઢે યુદ્ધમાં ખડા રહી વીર પુરૂષનાં બાણોની ચોટને છાતીમાં ઝીલી લેવા સમાન છે.

**રામ**—ભગવન્ ! હું મારી જાતે સઘળું સહેવાને સમર્થ છું; પરંતુ નિર્દોષ સીતાને કયા દોષથી ત્યજી દઉં ?

**વસિષ્ઠ**—તમે શો અપરાધ કર્યો હતો કે જેથી તમારે વનવાસી બનવું પડયું? કુંભકર્ણ આદિએ શો અપરાધ કર્યો હતો કે તમે તેમને યુદ્ધમાં મારી નાંખ્યા? એ સઘળાય વીરો તો સ્વદેશભક્ત, અને ભાઈ, પિતા વગેરે સ્વજનોની આજ્ઞા માનનારા હતા! પિતાને વ્યાધિ થાય તેમાં પુત્ર કયા અપરાધથી રોગનું દુઃખ વેઠે છે? જ્યારે ધનવાનના મહેલમાં હંમેશાં સ્વાદિષ્ટ અન્ન ખાઇને કૂતરાં-બિલાડાં પળે છે ત્યારે, બતાવો, કે નિર્ધન મનુષ્ય કયા અપરાધથી નિત્ય ભૂખનું દુઃખ વેઠે છે?—જુઓ, આ વિશ્વમાં તમે કોણ છો અને હું કોણ છું? પોતે પોતાનું કોઇ જ નથી; સૌકોઈ સમાજની રક્ષિત સંપત્તિ છે—તેના પર સમાજનો અધિકાર છે. વ્યક્તિમાત્રને પોતાની સઘળી ઈચ્છા, સંપત્તિ અને સુખ સમાજના ચરણમાં સમર્પણ કરી દેવાનાં છે—અપરાધ છે યા નહિ, તેનો વિચાર નકામો છે. આ આખા બ્રહ્માંડમાં, વિરાટ્ પ્રવાહમાં, અનન્ત નિયમનો ઝરો કશા પણ અટકાવ વગર એક સરખી ગતિથી વહી રહ્યો છે. તેમાં બધાં નરનાર વહેતાં વહેતાં ગતિ કરી રહ્યાં છે. એ નિયમના ઝરાની ગતિને કોઈ રોકી શકતું નથી. જે કોઈ તેની આડે આવે છે તે તરત જ તેમાં ડૂબી જાય છે. સ્વર્ગ અને નરક, પાપ અને પુણ્ય, વિધાતાએ સરજેલાં નથી. અને અપરાધ?—આ જગતમાં કોણ કોનો ન્યાય કરશે? સમાજ કહે છે, કે નરહત્યા પાપ છે; પરંતુ લડાઈ-ઝઘડા

વગેરેમાં જે હજારો માણસોની હત્યા થાય છે તેને કોણ પાપ કહે છે?–વિધાતા કહે છે?—પણ એ તો જાતે જ પળે પળે વિશ્વમાં હજારો હત્યાઓ અને સેંકડો અત્યાચારો કરે છે! તેનો કોણ હિસાબ રાખે છે? તેનો કોણ ન્યાય કરે છે?

**રામ**—તો પછી પાપ પુણ્ય એવું કાંઇ છેજ નહિ?

**વસિષ્ઠ**—ના, નથી જ. તમે એ પ્રશ્ન પ્રબળ વાવાઝોડાને પૂછો, તે કહેશે 'નથી;' નદીના ઘોર પ્રચંડ પ્રવાહ યા રેલને એ પ્રશ્ન પૂછો, તે કહેશે 'નથી;' જાઓ, વજ્રપાત, ધરતીકંપ, દાવાનળ, ઘડપણ, દુકાળ, સર્પદંશ, વગેરેને એ પ્રશ્ન પૂછો, બધાં એ જ જવાબ દેશે, કે 'ન તો પાપ છે, ન પુણ્ય છે.' હે રઘુવર! જે કાર્યોથી સમાજનું ભૂરૂં થાય છે તેજ પાપ છે. પાપ અને પુણ્ય સમાજનો દંડવિધિ છે, અને તમે તે સમાજના પ્રતિનિધિની જગાએ છો—સમાજના સેવકમાત્ર છો.

**રામ**—ગુરુદેવ! આપની આ વાતો મારા સમજવામાં નથી આવતી. હું ફક્ત એટલું જ જાણું છું, કે તમે આજ્ઞા કરો અને હું કામ કરૂં.

**વસિષ્ઠ**—તો બસ, જાઓ રઘુવર! તમારા કર્તવ્યનું પાલન કરો. બ્રાહ્મણજાતિએ આથી પણ વધારે કઠણ નિષ્ઠુર કામ કર્યું છે. પરશુરામે પિતાની આજ્ઞાથી માતા સુદ્ધાંની

હત્યા કરી છે. માતાની હત્યા એ સ્ત્રીના ત્યાગ કરતાં બહુ જ કડવી અને ક્રૂર વાત છે. રઘુવર, રાજભક્તિ પામવી બહુ સહેલી નથી; તે માટે કેટલોયે મોટો સ્વાર્થત્યાગ કરવો પડે છે.

**રામ**—ભગવન્! આપનાં ચરણોની રજ ચાહું છું.

**વસિષ્ઠ**—જાઓ વીર, તમે ઇક્ષ્વાકુ કુળના દિપક છો! અયોધ્યાનાથનું કલ્યાણ થાઓ.

[ રામ ચાલી નીકળે છે. ]



## પ્રવેશ ત્રીજો.



**સ્થળ**—ઉર્મિલાનું ભવન.

**સમય**—રાતનો.

[ લક્ષ્મણ અને ઉર્મિલા. ]

**ઉર્મિલા**—કોણે કહ્યું ?

**લક્ષ્મણ**—ખુદ રામચંદ્રે.

**ઉર્મિલા**—એ ઉઠતી વાત છે–ન બને એવું છે.

**લક્ષ્મણ**—ઉર્મિલા, એ અક્ષરશઃ સાચું છે.

**ઉર્મિલા**—સાચું છે ?

**લક્ષ્મણ**—હા, સાચું છે.

**ઉર્મિલા**—એનું કારણ ?

**લક્ષ્મણ**—કારણની તો મને ખબર નથી. માત્ર એટલુંજ જાણું છું, કે અયોધ્યાની પ્રજા જાનકીને દેશનિકાલ કરાવવાને ચાહે છે.

**ઉર્મિલા**–( ઉંડો નિસાસો નાંખીને )––અભાગિની ! બેન સીતા ! મારી વહાલી બેન !–તો શું રામચંદ્ર પોતાની પ્રતિજ્ઞા પર મક્કમ છે ?

**લક્ષ્મણ**—રામચંદ્રની પ્રતિજ્ઞા ઢીલી થતાં યા બદલાતાં કોઈએ ક્યારેય જોયું છે ?

ઉર્મિલા—તે છે ક્યાં ?

લક્ષ્મણ—એમના ઓરડામાં કમાડ બંધ કરીને ભોંય પર ચુપચાપ બેઠેલા છે. સૂકી આંખોથી-શૂન્ય દૃષ્ટિથી જમીન તરફ તાકી રહ્યા છે. રાજકુટુંબનાં માણસો સિવાય બીજું કોઈ તેમની પાસે જઇ શકતું નથી. ઉર્મિલા, તારે એક કામ કરવું પડશે.

ઉર્મિલા—શું ?

લક્ષ્મણ—રાજરાણી સીતાની પાસે જઈને આ હકીકત કહેવી પડશે.

ઉર્મિલા—( ચમકીને )—મારે ?

લક્ષ્મણ—પ્રિયતમે ! અયોધ્યાના મહારાજે મને આથી પણ વધારે કઠણ કામ સોંપ્યું છે, આ હાથને સીતાને દેશનિકાલની સજાનું કામ કરવું પડશે. તેમની સાથે જઈને મારે જ વાલ્મિકી ઋષિના આશ્રમમાં તેમને મૂકી આવવાં પડશે.

ઉર્મિલા–( વિચાર કરીને )—ઠીક, તો હું બેન સીતાની પાસે જઉં છું.

લક્ષ્મણ—ઉર્મિલા ! બહુ જ સાવચેતી અને સમજદારીથી સાચવીને ધીરે ધીરે એ વાત રાણીના કાને નાંખજો.

ઉર્મિલા—ખબર નથી, કે આ હકીકત સાંભળીને સીતા શું કહેશે-તેની શી દશા થશે ! સીતા સ્વામીના

વિયોગની ચિંતાથી સદા શંકાશીલ અને વ્યાકુળ રહે છે. હાય ! આ વજ્ર તૂટી પડવા જેવી ખબર સાંભળીને, ઉનાળાના બપોરની લૂ લાગવાથી કોમળ અને નમી ગયેલી જુઈની કળીની જેવી દશા થાય છે, તેવી જ દશા એની થઇ જશે !

લક્ષ્મણ—એના હૃદયમાં જરૂર જ કારી ઘા વાગશે. તું, પ્રિયે, તારા અપાર સ્નેહથી એ વેદનાને શાન્ત યા નરમ કરવાની કોશીશ કરજે. (ચાલી નીકળે છે.)



## પ્રવેશ ચોથો.

**સ્થળ**—રાજસભા.

**સમય**—સવારનો.

[ સભા વિસર્જન કર્યા પછી રામ-એકલા સિંહાસન પર બેઠા છે. ]

**રામ**—આનું જ નામ રાજપદ-આનું જ નામ રાજ્ય છે ! હાય ! આ સોનાનો ઢોળ ચઢાવેલી લોઢાની હાથકડી છે; હળાહળ ઝેરથી ભરેલું સોનાનું પાત્ર છે ! આ અંદરથી કશા પણ સાર વગરનું પોલું ગૌરવ છે ! ઉપરથી પુણ્યના વાઘામાં વીંટળાએલું આ ઘોર પાપ છે. આ પક્ષીનું સોનાના પાંજરામાં પૂરાઈ રહેવું છે. ઓહ્ ! આ નિંદિત વિલાસ છે. આ પદ મેળવવાને માટે વિશ્વમાં મનુષ્યો હંમેશાં મારામારી, કાપાકાપી અસત્ય, છળ,કપટ વગેરે વિવિધ જાતના અધર્મ કરે છે ! માત્ર બીજાઓના ગુલામ બનવાની ખાતર આટલી બધી ચેષ્ટા કરવામાં આવે છે ! હાય ! ભરતને આ જ લોઢાનું જંજીર પહેરાવવાને માટે માતા કૈકેયીએ એટલી બધી યુક્તિ રચી હતી ! ઉંચા પર્વતને દૂરથી જોઇને સઘળા લોકો તેની ઉંચાઈની અદેખાઈ કરે છે; પરન્તુ હાય ! કોઇ એ નથી જોતું કે એ પર્વત સોબતી વગરનો એકલો પડયો રહ્યો છે–તેના ઉપર

સૂકા કઠણ પત્થરોનો બોજો લાધો રહે છે. ગરમીમાં તે તપ્યા કરે છે, ઠંડીમાં તે બરફથી ઢંકાયો રહે છે, ને ચોમાસામાં તેના ઉપર ધોધમાર પાણીનો મારો ચાલુ રહે છે. તેના એકાન્ત સુનસાન હૃદયમાંથી પત્થર ફોડીને જે ‘હાય વરાળ’ નીકળે છે તેને કોઈ નથી સાંભળતું. એના સૂકા હૃદયની હાય—વરાળ જ્યાંથી નીકળે છે ત્યાં જ પાછી સમાઇ જાય છે—આ જીવન કલેશ, ચિન્તા, પરિશ્રમ આદિથી ભરપૂર છે—આ માનવ-જીવનમાં અશાન્તિનો પાર નથી. હાય ! દયા-માયા, મમતા-સ્નેહ વગેરેનો ત્યાગ કરવો પડશે-મોતની ઘડી સુધી માત્ર વહેમ અને આશંકાની સામે ઝઝુમવું પડશે ! આ નર-જીવનમાં હંમેશાં એ બીક રહ્યા કરે છે, કે ન જાણે કયારે કયા છિદ્રથી અમંગળ દાખલ થઈ જવા પામશે ! છેક જ દરિદ્ર, નીચમાં નીચ, સાધારણ મનુષ્ય મારાથી વધારે સુખી છે. એ લોકો હંમેશાં મહેનત કરીને અનાજ મેળવે છે અને સુખે ખાય છે.—તેમને દુનિયાની આવી ધડમથલ સાથે કંઈ જ સંબંધ હોતો નથી. સાંજે કામ કરીને તે પોતાને ઘેર પાછાં ફરે છે અને નીરાંતે આરામ લે છે. કઠણ ભોંય ઉપર તે સૂવે છે; છતાં થાકને લીધે તે પણ તેમને સુકોમળ જણાય છે! તેમનાં હૃદય ચિન્તા વગરનાં હોય છે અને તેઓ કૌટુંબિક પ્રેમને બડી મજેહથી માણે છે ! કોઇ એ વાતને યાદ પણ નથી કરાવતું કે તેઓનો સ્નેહ યોગ્ય પાત્ર ઉપર છે

યા નહિ. તેમની એ સ્વાધીનતા ધન્ય અને પ્રાર્થનીય છે, એમાં લેશ પણ સંદેહ નથી. અહો ! છેક ગરીબ એવા ખેડુતોનો ઇતિહાસ કેવી નિર્મળ અને પવિત્ર કથા છે ! ખેડુતની નાનીસરખી ઝુંપડીમાં દુર્ગંધ મારતા આ ઉદાસીના નિશ્વાસને સ્થાન નથી.-કોઇ પોતાના હૃદયથી પ્યારા પ્રેમ-પવિત્ર હારને તોડી દૂર ફેંકી દેવા ઇચ્છતું નથી. અહો ! કેવો કઠણ હૃદયનો, કેવો અભાગી રામ છે ! હાય ! આ રાજ્યને છોડી જો કોઈ દૂરના જંગલમાં જઈ હું શાન્તિમય, પવિત્ર, અતુલ, અનન્ત, અક્ષય વિશ્રામ-વિભવની સાથે જીંદગીના દિવસો વિતાવી શકયો હોત ! અહો, રાજાનું કામ કેવું કઠણ છે !

[ ભરત પ્રવેશ કરે છે. ]

**ભરત**—મહારાજ ! આ શું સાંભળું છું !

**રામ**—શું એટલામાં એ વાત નગરમાં ફેલાઈ ગઇ ?

**ભરત**—ના મહારાજ, માત્ર રાજમહેલમાં જ એ ચર્ચા ચાલી રહી છે.-પણ એ વાત ખરી છે ?

**રામ**—ખરી છે પ્યારા ભાઇ.

**ભરત**—આપે પાકો વિચાર કરી નાંખ્યો છે ?

**રામ**—હા, પાકો વિચાર કરી નાંખ્યો છે.

**ભરત**—એ નહિ બને એવું છે.-રઘુવીર, આપ ધર્મનિષ્ઠ, ન્યાયનિષ્ઠ અને બુદ્ધિમાન છો. આ નિર્દયતા શું

આપનો જ આદેશ છે ? આપના વડે એવું બનવું અ-સંભવિત છે.

**રામ**—અસંભવિત નથી. શું કહું, ભાઈ ! તમને સઘળું જાણીતું છે. તમે જાણો છો, કે અયોધ્યાની પ્રજા અત્યારે સીતાનો ત્યાગ કરાવવા ચાહે છે !

**ભરત**—મહારાજ ! તો શું પ્રજા જે જે ઇચ્છશે તે તે કરવું જ પડશે ? જે માગશે તે જ આપવું પડશે? અયોધ્યાની પ્રજા જો અત્યારે એમ ઇચ્છે, કે આપ સરયુના પ્રવાહને અટકાવી દો, કૈલાસના શિખરને ઉખેડી લાવો, મહેશ્વરની મૂર્તિને ઉખેડી કાદવમાં ફેંકી દો; અથવા અયોધ્યાના રહેવાશીઓની એવી ઈચ્છા થાય, કે નગરે નગરનાં મહેલ, મંદિર, દેવાલય વગેરે તોડીફોડી નાંખવામાં આવે અને ગામડામાત્રમાં લ્હાય લગાડી દેવામાં આવે, તો શું તે પણ કરવું પડશે ? પ્રજા જો એમ કહે, કે આખું જગત રાજા વિનાના રાજ્યની માફક અંધાધુધ બની જાય, આખા રાજ્યમાં ગેરવ્યવસ્થા પેદા કરીને અવળી નીતિ ચલાવાય; તો શું તે પ્રમાણે જ કરશો ? અગર પ્રજા એમ કહે, કે આપ બન્ધુ, મંત્રી, ભાઈ, ભાર્યા, માતા વગેરેનાં માથાં કાપી એમને આપો તો શું તેય આપવું પડશે ? હવેથી એવી રીતિ–અયોધ્યાના રાજ્યમાં એવી રાજનીતિ ચાલશે ? કયાં પવિત્રતાની મૂર્તિ સીતા દેવી અને કયાં કૂતરાં જેવી ધુત્કારને પાત્ર

અયોધ્યાની પ્રજા ! ક્યાં ઉપરના નીલરંગી આકાશમાં ચળકી રહેલાં ઉજ્જ્વલ નક્ષત્રોનો ઝગઝગાટ અને ક્યાં નીચે કાદવમાં પડેલા ઘૃણિત કીડાઓનો ખદબદાટ !

**રામ**—પ્રાણપ્રિય ભાઈ, શું કહું ! બીજો ઉપાય જ નથી. સાંભળો ભરત, એ કુળગુરુ વસિષ્ઠની આજ્ઞા છે.

**ભરત**–સમજી ગયો. એ વસિષ્ઠની આજ્ઞા છે! વસિષ્ઠ, કે જેમના વાળ ધોળા થઈ ગયા છે, જે મોટી લાંબી જટા અને દાઢીમૂછ ભયાનક બનાવી બેઠા છે, જે બહુ દિવસ તપ કરીને પ્રેમ અને સ્નેહની સરસ પ્રવૃત્તિઓને સૂકી ભંઠ જેવી બનાવી ચૂકયા છે, તેમની એ આજ્ઞા છે. એ લૂખા, ડાચાં બેઠેલા,સૂકલા અંગના,દયામાયા વગરના,નિર્લેપ બની બેઠેલા વસિષ્ઠ,પ્રેમના પવિત્ર સંબંધને શું સમજે ? અંધ વિચારોમાં ડૂબેલા વસિષ્ઠ શું સમજે કે રમણીના પ્રેમમાં કેવી સાન્ત્વના છે ? એ સતીના ગંભીર અને કોમળ હૃદયના હાલને શું જાણે ? મહારાજ, આપ બ્રાહ્મણ વસિષ્ઠની આજ્ઞાથી આમ સહજે એ અમૂલ્ય સ્ત્રીરત્નને દૂર કીચડમાં ફેંકી દેશો ? મહારાજ, જો સતી સાધ્વી સ્ત્રીની સાથે આપ એવો વ્યવહાર ચલાવશો તો પછી નારીનું સન્માન કોણ કરશે ? દુર્બળ, સહનશીલ રમણીનું હૃદય તો પછી જગતમાં ઘેરઘેર પુરૂષની ક્રીડાનું સાધન સમજવામાં આવશે. સ્ત્રીના હૃદયની પીડા પતિના ઉપહાસની વસ્તુ બની જશે. ભારતના પ્રત્યેક

દેશના દરેક ઘરમાં અબળા તરફનું પતિનું કર્તવ્ય ઢીલું બની જશે.

**રામ**—ભાઇ ભરત, એ સઘળી દલીલો નકામી છે. મેં જે કરવું નક્કી કરી નાંખ્યું છે તેમાં હવે જરાએ ફેરફાર થઈ શકે એમ નથી. મારો એ વિચાર દૃઢ છે.

**ભરત**—( પળ ભર ચુપ રહીને )—જો એ સંકલ્પ દૃઢ છે, તો અયોધ્યાને માટે બહુ જ માઠા દહાડા આવી લાગ્યા છે–હવે બીજું હું શું કહું ? જો અયોધ્યાના મહારાજની એ પ્રતિજ્ઞા દૃઢ છે તો એ પણ નક્કી જ છે, કે હું હવે આ અયોધ્યામાં નહિ જ રહું. કોઇ પવિત્ર વનની અંદરના દૂરના એવા ગામમાં જઇને રહીશ, કે જ્યાં આવી નિર્દય વ્યવસ્થા નહિ હોય, જ્યાં સતીસાધ્વીનું આવું અપમાન નહિ થતું હોય, જ્યાં ન્યાય અને નીતિનું ખૂન કરવામાં નહિ આવતું હોય, જ્યાં આવી અરાજકતા અને અન્યાય નહિ હોય. આ શહેરને છોડી હું ચાલ્યો જઇશ.

**રામ**—ભરત ! ભરત ! તું પણ નિષ્ઠુર બની ગયો !

( શાન્તા પ્રવેશ કરે છે. )

**શાન્તા**—મહારાજ, મારા અહીં આવવાને, મારી–સ્ત્રીની આ અધિકાર વગરની ચર્ચાને ક્ષમા કરશો. પરંતુ જે વાત મેં સાંભળી છે તેથી હૃદયમાં બહુ જ વ્યથા થઈ છે. એટલા માટે અંતઃપુર છોડી સ્ત્રીજાતિનાં સ્વાભાવિક

લજ્જા અને ભયને વેગળાં કરી અહીં આવી છું. મહારાજ, ક્ષમા કરશો, હું આપને એ પૂછવા આવી છું કે આજ અંતઃપુરમાં આ શી ચર્ચા ચાલી રહી છે ? શું એ સાચી છે ?

**રામ**—સાચી છે.

**શાન્તા**—એ વાત સાચી છે ? કેવું આશ્ચર્ય ! રામ ! એવું કહેતાં તમારૂં ગળું જરાયે ઝલાયું નહિ ? હે રઘુવર ! આંખોમાં આંસુ ન આવ્યાં ?

**રામ**—સાંભળશો બેન ! રાજ્યમાં શાન્તિ સ્થાપવાને માટે આજ **સીતા**ને વનમાં મોકલવાની જરૂર છે.

**શાન્તા**—રાજ્યમાં શાન્તિ સ્થાપવાને માટે **સીતા**ને વનવાસ દેવાની જરૂર છે !–રામ ! આ કેવું કટાક્ષભર્યું બોલવું છે ? આ કેવો ઉપહાસ છે ? શાન્તિ સાચવવાને માટે **સીતા**નો ત્યાગ ! એ કોણે કહ્યું ? તમારા કાનમાં એ ઝેર કોણે રેડયું ? તમારા વામ ભાગે બીજી કોઇને બેસાડવાની ગુપ્ત અભિલાષાથી આ સલાહ તમને કોણે આપી છે ? આ કેવી સમશ્યા છે ? મહારાણી **સીતા** રાજ્યમાં અશાન્તિ પેદા કરનારી ક્યારથી બની ? **સીતા** અશાન્તિની શિખા છે ? તો કદાચ, **સીતા** દૂરના એકાન્તમાં આવેલા રાજ-મહેલના રાણીવાસમાં બેસીને છૂપી રીતે વિદ્રોહનું કાવતરૂં રચી રહી છે–કેમ ખરૂં ને ? રામ, બોલો, બોલો. હું એક મૂર્ખ સ્ત્રી છું; રાજનીતિ વિષે વધારે નથી જાણતી.

**રામ**—કટાક્ષ કરવો મૂકી દો. સાંભળો, આજ અયોધ્યાની પ્રજા એકે અવાજે **સીતા**નો ત્યાગ કરવાની ઈચ્છા જાહેર કરી રહી છે.

**શાન્તા**—એટલું જ ? વારૂ, કહેશો, કે **સીતા**નો અપરાધ શો છે ?

**રામ**—તે તો હું નહિ કહી શકું. તમારી સામે કયા મોંઢે કહું બેન ? એ હલકી વાત તમારે સાંભળવાને યોગ્ય નથી.

**શાન્તા**—છતાં પણ હું સાંભળીશ. એ લોકોએ **સીતા**માં શો દોષ દીઠો છે ? એ સાંભળીને મારે કલંકની ભાગીયેણ બનવું પડે તો ભલે પડે; પણ હું જરૂર સાંભળીશ. તમને વારંવાર એ જ પ્રાર્થના કરૂં છું, કે એ વાત મને કહો. **સીતા**નો શો દોષ છે ?

**રામ**—પ્રજા કહે છે, કે જાનકી અસતી છે.

**શાન્તા**—( ચમકીને )—હેં ! જાનકી અસતી છે ! ! ! મહારાજ ! ખરેખર જ ! એ લોકો એવું કહે છે ?—તેઓ ચસ્કેલ છે ! ભેજું ગુમાવી બેઠેલા છે ! કયા દોઢ-ડાહ્યાએ આવી અફવા ઉડાવી છે ?—કંઈ જ સમજાતું નથી કે, હું તે આ સાંભળીને રોઉં કે હસું ! ભાઈ, મને માફ કરશો; આ દિલ્લગી તો નથી ? હું ઉંઘતી છું કે જાગતી ? હું આ સ્વપ્ન તો જોઈ રહી નથી ને ? જાનકી અસતી

છે ? બીજું પણ કંઇ કહેવાનું બાકી છે ? આ વાત કરનાર તમે છો ? કે મારા સાંભળવામાં ભ્રમ થઈ ગયો છે ? તો પછી કહો, કે સૂર્ય પૂર્વમાં આથમે છે અને પશ્ચિમમાં ઉગે છે. કહો વિજળી પૃથ્વીમાંથી પેદા થાય છે. કહો કમલ કુત્સિત છે. ચંદ્રમા બાળે છે અને આગ ઠંડક આપે છે. હાં કહો, વાયુ સ્થિર છે. પર્વત ચંચળ છે, પાણી કઠણ છે. કહો, ધોળું ધોળું નથી. લીલું લીલું નથી. મહારાજ ! હું તો જાણતીતી કે સતીત્વનું નામ જ **સીતા** છે ! પ્રાતઃકાલમાં ખીલેલી જુઇના જેવી નિર્મલ અને નક્ષત્ર જેવી પવિત્ર, સદા પતિના ધ્યાનમાં તત્પર એવી **સીતા** શું અસતી છે ! ! ! રઘુવર ! ન જાણું, આજ કયા ભ્રમમાં તમે પડયા છો. તમને આ નિંદા પર વિશ્વાસ બેસી ચૂક્યો છે ?—મહારાજ, હું જાણું છું, કે રાજનીતિમાં દખલ કરવી એ સ્ત્રીઓનું કામ નથી. સામો સવાલ કરવો, તર્ક કરવો એ સ્ત્રીજાતિને માટે ઘટિત નથી. પૃથ્વીની પેઠે ધીર ભાવ ધારણ કરી મુંગે મોંઢે સહન કરવું એ જ એનું કામ છે. હંમેશાં એની વિરૂદ્ધ જગતમાત્રમાં ખોટી નિંદા થયાં જ કરે છે; પરંતુ તે તરફ કાન ધરવાનું તેનું કામ નથી. સ્ત્રીનું કર્તવ્ય ફક્ત એ જ છે, કે સામા પક્ષવાળાની ચોટોને છાતી ફુલાવી સહ્યાં કરવી. સ્ત્રી કેવળ સેવા,સ્નેહ અને ભક્તિ કરશે–તેનો બદલો તેને મળે કે ન મળે, સદા હસતે હસતે પોતાની જિંદગીનું સુખ પુરુષજાતિના

પગમાં અર્પણ કરી દેશે. બદલામાં કંઈ મળે છે કે નહિ, તે તરફ તેનું ધ્યાન જ રહેશે નહિ. એમાં તો શક છે નહિ, કે સ્ત્રીનું હૃદય બહુ કાંઈ સહી શકે છે; છતાં પણ તેને કંઈક હદ છે. જો સ્ત્રી પુરુષના પગમાં પોતાનું હૃદય અર્પણ કરીને બદલામાં છાતીની અંદર લાત મેળવે, પ્રેમના બદલામાં દેશવટાની સજા પામે, દયાના બદલામાં તેની પીઠ પર પાળી ભોંકાય; જો સરળતાના બદલામાં છળકપટ, વિશ્વાસના બદલામાં કૃતઘ્નતા તેને મળે; તોપણ સ્ત્રીની જાત તેને સહી લેશે ? મહારાજ, આ સંસારમાં જો હંમેશાં સ્ત્રીના ભાગ્યમાં એ સહેવાનું જ લખાયેલું છે તો અબઘડી આ પૃથ્વી પરથી—આ જગતમાંથી-નારી-જાતિ નાશ પામો !-એનું નામ નિશાન ન રહો !

( કૌશલ્યા પ્રવેશ કરે છે. )

**કૌશલ્યા**—બેટા રામ !

**રામ**—મા, તમે અહીં કેમ આવ્યાં ?

**કૌશલ્યા**—જે દારુણ વાત સાંભળી છે, તે સાંભળીને હું અંતઃપુરમાં શી રીતે શાન્ત બેસી રહી શકતી'તી ? પ્રાણપ્રિય પુત્ર ! રામ ! શું એ સાચું છે, કે તમે રાજવધૂ રાજની લક્ષ્મી સીતાને તજી દેશો ? તેને વનમાં મોકલી દેશો ?

**રામ**—હા, સાચું છે માજી.

કૌશલ્યા—આ વાતને હું સાચી માનું ? તમે ન્યાયનિષ્ઠના નામે પ્રખ્યાત છો. એ વાત પણ હું સારી રીતે જાણું છું કે સીતા તમને પ્રાણથી અધિક ચાહે છે. રાજાની પુત્રી, રાજાની વહુ અને રાજાની સ્ત્રી સીતા બહુ જ અભાગી છે ! તે જ્યારથી મારા ઘરમાં આવી છે ત્યારથી સુખનું નામ તેણે જાણ્યું નથી ! છેવટે તમે પણ તેનાથી મોં મરડી લીધું ? તમે પણ તેને તજી દીધી ? સાંભળો બેટા રામ !

રામ—માજી તમે પણ—

કૌશલ્યા—રામ, બેટા, મારૂં કહ્યું માનો. પ્રાણાધિક પ્રિય પુત્ર ! મારૂં વચન રાખો. તમે અણસમજુ નથી, હું તમને આજીજી કરૂં છું, કે એ વિચાર જતો કરો.

રામ—મા, તમે આજીજી ન કરો. હું તમારી એ વાત માની શકીશ નહિ.

કૌશલ્યા—ઈશ્વરની સાખે, મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી હું એ નહિ થવા દઉં.

રામ—હાય, કેવી વીટમ્બણા !

કૌશલ્યા—તમે ન્યાયપ્રિય અને ધર્મનિષ્ઠને નામે પ્રસિદ્ધ—

રામ—માતા, તમે નથી જાણતાં, એ મહાર્ષ વસિષ્ઠની આજ્ઞા છે.

**કૌશલ્યા**—ભલે હોય વસિષ્ઠની આજ્ઞા. એ આજ્ઞા પાળવામાં બિલકુલ ધર્મ નથી. એ કામ સારૂં નથી—અધર્મ, અન્યાય છે. હું એ કામ નહિ થવા દઉં.

**રામ**—હું પ્રતિજ્ઞા કરી ચૂકયો છું—

**કૌશલ્યા**—હુંએ પણ પ્રતિજ્ઞા કરી ચૂકી છું, કે આ ઘેલછાભર્યું આત્મઘાતી પાપનું કામ નહિ કરવા દઉં.

**રામ**—મા, શાન્ત થઈ વિચાર કરી જુઓ.

**કૌશલ્યા**—હું વિચાર કરી ચૂકી. એ કામ નહિ કરવા દઉં. કયી નીતિને અનુસરી તમે ગુરુની આજ્ઞાને માની આજ્ઞાથી વધારે માન્ય સમજો છો? રામ, વિચાર તો કરો, તમને નવ માસ લગણ પેટમાં કોણે રાખ્યા છે? કોણે તમને બોલતાં શિખવ્યું છે? તમને રાત દહાડો છાતી પર રાખી કોણે ઉછેર્યા છે? ગુરુએ કે માતાએ? તમે જો એક વખત માતાની આજ્ઞાથી ગુરુની આજ્ઞાને નહિ માનો તો જરાએ પાપ થવાનું નથી. મારા આખા જીવતરમાં પહેલી કે છેલ્લી, તમારી પાસે મારી એ જ માગણી છે. ગુરુની આજ્ઞા શું એથીયે મોટી છે?—જુઓ, હું તમારી મા, આજે સીતાને માટે તમારી પાસે ભીખ માગું છું-શું નહિ આપો?

**રામ**—મા, મા, તમે આજ આ શું કર્યું। તમે જમીન પર ઘુંટણીએ પડયાં છો, અને, હું મહારાજ બની સિંહાસને બેઠો છું! સાચે જ, હું જ્ઞાન અને સુધબુધ ગુમાવી બેઠો છું. તમે આંસુભરી આંખે દીનતાથી મારી પાસે ભીખ માગશો

અને હું 'નહિ' એમ કહી દઈશ? એ બની નહિ શકે. માજી, તમારી ઇચ્છા પૂરી થાઓ. તમે મારાં પૂજ્ય માતા, દીન-હીન વેશે, આંખોમાં આંસુ ભરી, ઘુંટણીએ પડી, મારી પાસે માગણી કરો અને હું ઉંચે સિંહાસને ચઢી કહી દઉં કે "નહિ, હું નહિ આપું!" એવું બની જ ન શકે. મારી માતા! ચાહે સત્ય નાશ પામે, પ્રતિજ્ઞા ભ્રષ્ટ થાય, રામને લાખો દુ:ખ પડે; પણ હું સ્પષ્ટ કહું છું કે તમારી ઇચ્છા પાર પડો.

**કૌશલ્યા**—(પ્રસન્ન થઇને)-પ્રાણાધિક પુત્ર! જુગોના જુગ જીવો! લાંબું આયુષ્ય ભોગવો! બીજું શું કહું બેટા! આ ઘરડી કૌશલ્યાનો એ જ આશીર્વાદ છે કે, તમે આ અણ-મોલ રત્ન જાનકીને હંમેશાં પૂરેપૂરી કાળજીથી તમારા હૃદયમાં જડી રાખો. [જાય છે.]

**શાન્તા**—હું પણ જઉં. જઇને આ સમાચાર અંતઃ-પુરમાં સંભળાવું, કે જેથી સઘળાંના દિલનાં ચિન્તા અને ગભરાટ દૂર થવા પામે.

[ચાલી નીકળે છે.]

**રામ**—બધાની ઇચ્છા પૂરી થઈ-હવે જાઓ, એકલા રામને છોડી જાઓ.-(બધાંના ગયા પછી) જોઉં, મેં આ શું કર્યું? સત્યનું—પ્રતિજ્ઞાનું ખૂન કર્યું-જોઉં જોઉં, આ શું કર્યું! ગુરુની આગળ કબૂલેલી વાતથી ઉંધો ચાલ્યો! થોડી જ વારમાં આખા જગતને જાણ થઈ જશે, કે રાજા રામે સત્ય

છોડી દીધું-પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ! દૂરના ભવિષ્યમાં થનારાં સૂર્યવંશનાં સંતાનો "રામ પ્રતિજ્ઞા કરીને પાછળથી ફરી ગયા હતા" એમ કહી મને હજારો લાખો ધિક્કાર દેશે ! જે સત્યનું પાલન કરવા માટે મહારાજા દશરથે પોતાના પ્રાણ તજ્યા તે સત્યને છોડનારા મને, આખું જગત હસશે. સ્વર્ગમાં દેવતાઓ મારી સામેથી પોતાનું મુખ ફેરવી રહ્યા છે-લાજને માર્યે તેમનો ચહેરો લાલ થઇ રહ્યો છે. હે સ્વર્ગના દેવો ! સત્યને છોડનાર અભાગી રામનું રક્ષણ કરો-મને ઉગારી લ્યો.

[ ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા લાગે છે. ]

[ સીતા પ્રવેશ કરે છે. ]

**સીતા**—પ્રાણેશ્વર !

**રામ**—પ્રિયતમે !

**સીતા**—આ શું ? વહાલા, આજ તમારો ચહેરો ફીકો પડી ગયો છે, શરીર ધ્રૂજી હાલ્યું છે અને તમે પૃથ્વી પર પડી રહ્યા છો ! ઉઠો વહાલા, તમારી આવી દશા કેમ છે ?

**રામ**—સતી ! મને ન અડતાં. તમે પુણ્યવંતાં છો અને હું પાપી છું. મારા પાપની કંઈ હદ જ નથી, મારે લીધે ઇક્ષ્વાકુ વંશમાં કલંકનો કાળો ડાઘ લાગ્યો છે.

**સીતા**—હું સઘળું સાંભળી ચૂકી છું સ્વામી ! ઉઠો પ્રાણેશ્વર ! ઉઠો વહાલા ! મારા સર્વસ્વ ! આ જે કંઇ તમે બોલી રહ્યા છો તે શું કદિ પણ સંભવિત છે ? પ્રાણાધિક !

સીતાને કારણે તમે નકામું દુઃખ ભોગવી રહ્યા છો. ઉઠો, તમારી કીર્તિ અને તમારૂં પુણ્ય સદા એક સરખાં કાયમ રહેશે. પ્રભુ, તમે પિતાના સત્યની રક્ષા કરી હતી, હું પણ પતિના સત્યનું રક્ષણ કરીશ. સીતાના કારણથી તમારાં પુણ્ય અને યશનાં કિરણ કદિએ ઝાંખાં નહિ પડે. ઉઠો, હે યશસ્વી નાથ! હું હસ્તે ચહેરે મારૂં આ હૃદય તમારી આગળ પાથરી દઈશ, તમે તે પર પગ દઈ સુખેથી યશના મંદિરમાં ચાલ્યા જાઓ. સીતા બેઠી બેઠી તમને ચિંતાતુર અને દુઃખી દેખ્યા કરશે શું? કદિ નહિ. સીતા તમારા સુખમાં અડચણ રૂપ છે!–તમે તમારા મનમાંથી સઘળી ચિંતા કાઢી નાંખો; હું આ અયોધ્યા છોડી વનમાં જઇશ.

**રામ**—હજી પણ પાપી પ્રાણ હૃદયમાંથી બહાર ન નીકળ્યા? હું કેવો પિશાચ છું? હું કેવો પત્થર છું?

**સીતા**—ઉઠો નાથ! મારા મનમાં જો કંઈ અભિલાષા છે તો તે એ જ કે તમારા મોં ઉપર મનોહર હાસ્યની રેખા જોઈને જઉં—

**રામ**—આ શું ઘોર તોફાન છે?—આંખોની આસપાસ આ કેવું અંધારૂં ઘોર થતું આવે છે! હૃદયની અંદર જાણે સાગર ઉલટી હાલ્યો છે! સીતા! તું ક્યાં છે?—સીતા!—

**સીતા**—( રામને હૃદયે લગાવીને )–પ્રાણેશ્વર!

( પડદો પડે છે. )

## અંક ત્રીજો.

### પ્રવેશ પહેલો.

**સ્થળ**—વાલ્મીકિનું તપોવન.

**સમય**—ત્રીજા પહોરનો.

[ સીતા અને વાસંતી. ]

( દૂર તાપસોનાં બાળક હાથ જોડી ઈશ્વરની સ્તુતિ કરે છે. )

"હે આકાશ વિહારી અનન્ત દેવ બ્રહ્મ! આ બધું-આ અપાર બ્રહ્માંડ-તમારા જ અંશરૂપ છે. હે સર્વ શક્તિમાન! મહાશૂન્ય અવ્યય અક્ષય તમારી જ જ્યોતિથી ભરપૂર છે. દીપ્તીમંત આકાશમાં વિક્ષિપ્ત વિશાળ પૃથ્વી તમારી જ શક્તિથી ઘુમે છે. આ અનન્ત વિશ્વ તમારા જ પ્રાણથી પ્રાણવંત છે. તમારા પગ તળે રોજ કરોડો ચંદ્ર, કરોડો સૂર્ય, ઉગે છે અને આથમે છે. ધરતી ઉપર વારા ફરતી વસન્ત-વર્ષા વગેરે ઋતુઓ દેખા દે છે. ગંભીર ગર્જનાની સાથે વિજળી તમારા જ મહિમાની ઘોષણા કરે છે. ખુશબોદાર ફૂલોમાં તમારી જ સુંદર, નમ્ર માધુરી-નું હાસ્ય નજરે પડે છે. ઉંચા પહાડોની ટોચો, ઉંચાં શિખરો, ઘેરાં નીલાં જળથી ભરેલો ગંભીર સાગર, સ્વચ્છ

ઝરણોની કાન્તિ, ધરતીકંપ, વાવાઝોડું, ધીર સ્નિગ્ધ મલયપવન, મનોહર માધવીલતા, કરાળ દુષ્કાળ, હરિયાળાં ખેતરો, મનુષ્ય, કીટ, પતંગ, નગર, વન, ક્રોધ, સ્નેહ, સુખ, દુઃખ, આ સઘળી ભૂમિ, સર્વ કાંઇ તમે છો. આખા વિશ્વમાં–પ્રાણીમાત્રમાં તમે વિરાજમાન છો. તમને અમારા પ્રણામ છે. ”

**સીતા**—કેવી મધુર સ્તુતિ છે ! શાન્ત મેઘનાદ જેવી આ પરમાત્માની સ્તુતિ સાંભળતાં જાણે મન જ નથી ધરાતું. મારૂં હૃદય સળગ્યાં કરે છે; પરન્તુ આ દેવી અમૃતનું પાન કરતાં–વેંત જ બળતરા, ક્લેશ, થાક, ભૂખ, તરસ, બધું જાણે ઉડી જાય છે. અને, મારા દુર્બળ હૃદયમાં જાણે કેટલુંએ બળ મેળવું છું.

**વાસન્તી**—બેન, આ વનની વસ્તી આરામ આપે એવી, શાન્તિથી ભરેલી અને મનને હરી લે એવી છે. આ સ્થળ બહુ શાન્ત, પુણ્યમય અને પવિત્ર છે. એને વાસ્તે નીરસ રાજ્યભોગનો ત્યાગ કરવો કંઇ બહુ કઠણ નથી.

**સીતા**—હાય બેન, જ્યારે હું પ્રિયતમની સાથે પંચવટીમાં રહેતી હતી—

**વાન્સતી**—એ વાત સંભારવી નકામી છે; એ બધું ભૂલી જાઓ. જુઓ, પેલી હરણી ગર્વથી શીંગડીઓ ઉંચી કરી એનાં બચ્ચાં સાથે ખેલ કરી રહી છે. આહા, કેવો સુંદર દેખાવ છે ! પેલો દૂર, એકધારો ખળખળ થતો

નદીનો અવાજ સંભળાય છે ને ? વડની ડાળીઓનાં મૂળ જમીનને ચૂમી રહ્યાં છે. કેવું અદ્ભુત દૃશ્ય છે ! પેલાં પક્ષી કેવાં સુંદર છે ! જુઓ, પેલો નવ-પલ્લવોથી ભરેલો બગીચો કેવો સુંદર છે ! પેલાં લહેરાતાં ખેતરો, પેલી પર્વતની ટોચ, કેવું મનોહર છે !

સીતા—શું જોઉં સખી ! વાસન્તી શું જોઉં ?—જ્યાં જોઉં છું ત્યાં કેવળ એ એક જ દૃશ્ય, કેવળ રાઘવનું જ મુખ જોવામાં આવે છે. હે સખી, પેલા પાછલા દિવસોનું સુખ સાંભરી આવે છે. એ પ્રાણનાથના જ વિચાર, એમની જ છબિ-આંખોની આગળ તરવર્યા કરે છે.

વાસન્તી, તમને ખબર છે, કે હું મારા સ્વામીને કેટલા પ્યારથી ચાહું છું ?—મેં મારા આ નાનકડા હૃદયમાં એક વિશાળ ખળભળી ઉઠેલા સાગરને દબાવી રાખ્યો છે; મારા મનમાંની મોટી મોટી આશાઓને કઠોર તપવ્રતના બંધે બાંધી રાખી છે. છતાં પણ જરા અસાવધ બનું છું કે તરત જ કોણ જાણે કયીએ ક્ષણે એ બંધ તૂટી જાય છે; પેલો સૂતેલો પ્રેમ જાગી ઉઠે છે; રૂંધેલાં આંસુ મોટા ઉછાળાની સાથે વહેવા માંડે છે. બેન, તમારી અખંડ ઉજાગરાભરી, બેબાકળી સ્થિતિ અને તમારી રખેવાળી મને રાતદહાડો ઘેરી રહીછે.—હાય ! હું જાતે અભાગણી છું એટલું જ નહિ, પણ વધારામાં જેમની વચ્ચે હું આવી વસી છું

તેમને પણ મારા દુઃખના દરિયામાં ડૂબાવી રહી છું, આ દુઃખ મારા હૃદયમાં શૂળની પેઠે સાલ્યાં કરે છે.

**વાસન્તી**—બેન, જ્યારે ચંદ્રમા વાદળાંથી ઢંકાઇ જાય છે ત્યારે દુનિયાંના લોકો શું હસે છે?–રાત શું હસે છે? સુહાસિની, એ સઘળી પાછલી વાતો ભૂલી જાઓ, બેન, અમે તપસ્વી છીએ; અમારા મનથી પ્રેમની વાતો, નકામું શૂળ ઉભું કરનારી કલ્પના કે ઘેલાંની ઘેલછા જ છે. જોઉં કુશ અને લવ ક્યાં છે?

[ ચાલી નીકળે છે. ]

**સીતા**—વહાલી સુંદરી સંધ્યા ખીલી રહી છે. આખું જગત સોનેરી રંગે રંગાઇ ગયું છે. આકાશમાં વાદળનું નામ નિશાને નથી. વનભૂમિ મુખ ઉંચું કરી સ્થિર અને મુગ્ધ દૃષ્ટિથી એકીટસે આકાશ તરફ તાકી રહી છે. આખું વિશ્વ સ્થિર અને શાન્ત બની જાણે પરમેશ્વરની પ્રાર્થનામાં લાગી ગયું છે.–બધું તે અને તેવું જ છે, જેવું સુંદર અને શાન્ત પંચવટીનું વન હતું. હે હૃદય સર્વસ્વ! હે પ્રિયતમ! તમે ક્યાં છો? તમે ક્યાં છો?–હવે મારી આંખોમાં આંસુ ખાળ્યાં નથી ખળાતાં!

[ ચાલી નીકળે છે. ]



## પ્રવેશ બીજો.

સ્થળ—રાજસભા.

સમય—બપોર પહેલાંનો.

[ રામ અને લક્ષ્મણ. ]

**રામ**—પ્રિય ભાઈ, ભરત રાજ્ય છોડી ચાલ્યા ગયા છે-માણ્ડવીને સાથે લઈને ક્યાંઈ દૂર નીકળી ગયા છે. શત્રુઘ્ન પણ લવણાસુરની સાથે લડવાને મધુપુરી ગયા છે. આ મહેલ પણ સૂનો છે. લક્ષ્મણ, એકલા તમે જ દેવની પેરે ઉંડા પ્રેમથી રામને વીંટાઇ રહ્યા છો.

[ કેટલાક ઋષિયોની સાથે વસિષ્ઠ પ્રવેશ કરે છે. ]

**વસિષ્ઠ**—મહારાજ, દક્ષિણમાંથી આ ઋષિયો આપને એક ફરિયાદ કરવા આવ્યા છે.

**રામ**—દેવ, હું મને બહુ ભાગ્યશાળી થયો માનું છું. ઋષિયોના પગની રજથી આજ અયોધ્યાપુરી અને આ રાજભવન પાવન થઇ ગયાં. ઋષિગણ, આજ કયી ઉત્તમ આજ્ઞાથી રામને સદ્ભાગી બનાવવા આપ સર્વનું પધારવું થયું છે ?

**વસિષ્ઠ**—ઋષિગણ, તમારે શું કહેવાનું છે ? જે કહેવાનું હોય તે કહો.

**૧ ઋષિ**—મહારાજ ! મારો પુત્ર મરણ પામ્યો છે.

**રામ**—શું એને જીવાડવો પડશે મુનિવર ? ભગવન્ ! મને મરેલાંને જીવાડવાનો મંત્ર આવડતો નથી.

**વસિષ્ઠ**—મહારાજ, એવી વાત આવી છે, કે દક્ષિણમાં શૈવલપતિ શૂદ્રરાજ શંબૂક આજકાલ તપ, યોગ, વેદપાઠ, વગેરે વેદમાં કહેલાં ધર્મ-કર્મ કરી રહેલ છે. રાજન્ ! શાસ્ત્રમાં શૂદ્રને એ કર્મો કરવાની મના છે. એથી જ એ માઠો બનાવ બનવા પામ્યો છે. શૂદ્રક પોતાનો આચાર છોડી અત્યાચાર કરી રહ્યો છે. એના પરિણામે બ્રાહ્મણનો પુત્ર મરી ગયો છે.

**રામ**—ગુરુદેવ ! મારે એને વાસ્તે શું કરવું પડશે?

**વસિષ્ઠ**—એને વાસ્તે મોતની સજા થવી જોઈએ.

**લક્ષ્મણ**—શું શાસ્ત્રમાં વેદાભ્યાસ પાઠપૂજા, વગેરે પુણ્યનાં કામો કરવાની શૂદ્રોને મના છે ?

**વસિષ્ઠ**—હા, શૂદ્રને માટે મના છે.

**લક્ષ્મણ**—યજ્ઞ કરવો એ પણ શાસ્ત્ર-વિરૂદ્ધ છે ?

**વસિષ્ઠ**—હા, શૂદ્રને માટે.

**રામ**—મહાભાગ ! જે આજ્ઞા કરશો તે જ કરીશ. મારી સેના સાથે દંડકવન તરફ જઈશ.

**ઋષિગણ**—મહારાજની જય થાઓ. અશુભનો નાશ થાઓ. આપનાં દુઃખ અને શોકમાત્ર દૂર પળો.

( ઋષિયો સાથે વસિષ્ઠ ચાલી નીકળે છે. )

**રામ**—દક્ષિણમાં !—ત્યાં તો પંચવટી વન છે. ત્યાં મેં મારા જીવનનું પ્રભાત વીતાવ્યું છે. પ્રિયભાઈ, જીવનના સંધ્યાકાળે એકવાર ફરીને એ સ્થાન જોવું એવી મનમાં બહુ જ ઇચ્છા થઇ રહી હતી. હવે તો તે બહુ વહેલી પૂરી થશે. લક્ષ્મણ, તમને એ પંચવટી વન કદિ યાદ આવે છે ?

**લક્ષ્મણ**—આર્ય ! હંમેશાં આઠે પહોર એ પંચવટીનું સ્મરણ થયાં જ કરે છે. એનું સંભારણું જીવતાં લગી ભૂલાય તેમ નથી.

**રામ**—ભાઇ, એ પંચવટીનું વન અનેક પુણ્ય-સ્મૃતિથી ભરેલું પવિત્ર સ્થાન છે. હું એ તીર્થસ્થાનમાં જઈશ. તમે આવશો ?

**લક્ષ્મણ**—ત્યાં એકવાર જવાની અભિલાષા તો મને બહુ દહાડાથી છે.

**રામ**—(કંઇક વિચાર કરીને)–લક્ષ્મણ ! પ્રિયભાઈ ! તમારા ઉપર મારો જે હાર્દિક સ્નેહ છે, અને મારા ઉપર તમારો જે આભાર છે, તે સ્નેહ અને આભાર બતાવવાની તક મને કદિયે મળી નથી. ભાઈ, તમારી અક્ષય, અમર, અનન્ત કીર્તિ જગતમાં હમેશાં ગવાયાં કરશે. તમારી નિર્મળ પ્રીતિ, તમારૂં મહાન્ ઉદાર ચરિત્ર, તમારો અનુપમ સ્વાર્થ-ત્યાગ એવાં છે, કે આખી દુનિયાંના લોકો તમારી પૂજા કરશે.

જે દિવસે લંકાની લડાઇમાં તમારી છાતીમાં વજ્ર ભોંકાયું હતું; ઘામાંથી લોહીની ધારા વહી રહી હતી; તે દિવસે, તે પળે, મારી આંખોની સામે અંધકાર ફરી વળ્યો હતો. મારા પ્રાણથી પણ અધિક પ્યારા ભાઇ, તે દિવસે મારા સમજવામાં આવી ગયું કે શરીર જુજવાં છતાં આપણે બંને ભાઇ ‘ એકપ્રાણ ’ છીએ. તે દિવસે મારી ખાત્રી થઈ ચૂકી હતી, કે સંસાર–સમુદ્રની મધ્યે એક જ વહાણમાં બેઠેલા આપણે બંને એક એવા મુસાફર છીએ, કે જે જીવતાં સુધી કદિ પણ એક બીજાથી અલગ થઈ શકવાના નથી. ભાઈ લક્ષ્મણ, ચાલો હવે અંતઃપુરમાં જઈએ.

[ જાય છે. ]



## પ્રવેશ ત્રીજો.

**સ્થળ**—ભરતના મામાનું ઘર.

**સમય**—સાંજનો.

[ ભરત અને માણ્ડવી. ]

**માણ્ડવી**—પંચવટીમાં? કેમ? અત્યારે ફરીને ત્યાં કેમ ગયા?

**ભરત**—યુદ્ધ કરવા માટે—હમણાં જ એમનો દૂત આવ્યો છે. તેની સાથે મનને અતિશય રીઝવે એવી રીતનો રઘુપતિએ એક પત્ર લખી મોકલ્યો છે. તેમાં તાકીદે અયોધ્યા પાછા જવાને માટે નમતું મૂકવાની માગણી કરવામાં આવી છે.—કહો માણ્ડવી, મારે શું કરવું?

**માણ્ડવી**—જોઉં પત્ર.

**ભરત**—લ્યો જુઓ. માત્ર થોડા જ શબ્દો લખ્યા છે. શબ્દો થોડા હોવા છતાં પણ તેમાં રાઘવના ચરિત્રની મહત્તા, કર્તવ્યનિષ્ઠા, હૃદયની ગૂઢ વ્યથા, ઉભરાઇ જાય છે. અહો, આટલા જરાક જેટલા કાગળમાં કેવો સંયમ, કેવું ધૈર્ય, કેવી ઉદારતા, ઝળકી રહ્યાં છે! એ પત્રમાં ક્યાંએ સીતાનું નામ નથી આવ્યું; તોપણ જુઓ, એની લીટીએ લીટીએ, અક્ષરે અક્ષરે સીતાની છબી અંકિત થયેલી જોઇ શકાય છે.

**માણ્ડવી**—( પત્ર વાંચીને )—તોપણ તેમના ક્રૂર નિશ્ચયથી દેશનિકાલ પામેલી સીતા આજે વનમાં વાસ કરી રહી છે.

**ભરત**—હા, એ તો ખરી વાત ! એ દિવસ અત્યારે પણ મારી આંખોની સામે તરી આવે છે. તે દિવસે બપોરે સીતા જાણે કંઇ જ ન બન્યું હોય તેમ બહુ જ સાધારણ રીતે છાનીમાની ઘરમાંથી નીકળી પુષ્પકરથ ઉપર ચઢી બેઠી અને વન તરફ ગઈ. તેની સાથે શોકાતુર ચહેરે ગુપચુપ લક્ષ્મણ પણ ગયા. સડક ઉપર લોકોની અતિશય ભીડ હતી. લાખો માણસો કૌતુકથી મહારાણી સીતા તરફ તાકી રહ્યાં હતાં. હાય, તે વખતે એ ઘોર આકાશ ક્રોધથી લાલ બની, ચુરેચુરા થઈ, એ ભીડની ઉપર–એ પુષ્પકરથની ઉપર–કેમ તૂટી ના પડયું ? પ્રિયે ! તમને એ માણસોના ટોળામાંથી વારંવાર ઉઠતા, આકાશને ફોડી નાંખે એવા, અવાજોનું સ્મરણ છે ?–સઘળા લોકો જાણે ઉપહાસ કરતા હોય તેમ ‘ ધન્ય છે, પ્રજાનું મન અને માન રાખનારા રાઘવને ધન્ય છે ! ’ બૂમો પાડી રહ્યા હતા. તે વખતે જાનકીના મુખમંડળ ઉપર દિવ્ય પ્રકાશ ઝળકી રહ્યો હતો. શાન્ત સદભિમાનથી તેમનું શિર ઉંચું હતું અને આત્મત્યાગના સુખથી તેમની છાતી ફૂલી રહી હતી.

**માણ્ડવી**—હાય, એવો અપાર ગંભીર પ્રેમનો સાગર–એવો અનન્ત અટલ ભરપૂર–ભાગ્યે જ જોવામાં આવે

છે. એ નાનકડા હૃદયમાં કેટલા અમૂલ્ય અને અમાપ ગુણો ભર્યા પડ્યા છે, એ કોણ કહી શકે એમ છે?—હે આર્યપુત્ર! મારા સમજવા પ્રમાણે તો આવો જુલમ, આવો અન્યાય, આવો નિર્દય વ્યવહાર કદિ પણ કોઇ સ્રીની સાથે કરવામાં નહિ આવ્યો હશે. અભાગણી સતી સીતા!

ભરત—રઘુપતિ કોઈ મોટા ભુલાવામાં પડેલા છે. તેઓ વસિષ્ઠને ભૂલ ન કરે એવા માની બેઠા છે. એ ભ્રમ જ આ ઘોર અન્યાયનું મૂળ છે. પ્રિયે! મને માલૂમ છે, કે રાઘવનું હૃદય ઘણું જ ઉદાર છે. આ કાગળમાં એમના હૃદયના ઘાની પાર વગરની છૂપી અને સખત વેદના ચોકખી જણાઈ આવે છે! પ્રિયે, એમાં સંદેહ નથી, કે આ કાગળ હૃદયના લોહીથી લખાયેલો છે!

માણ્ડવી—આર્યપુત્ર! અયોધ્યા જવું પડશે?

ભરત—એ વિષે તમને પૂછવા માટે તો હું આવ્યો છું.

માણ્ડવી—આપ જાઓ, હું નહિ આવું. હું એ રામની મોટાઇ, રામની કરૂણા, અને રામની વેદના, કંઇ જ નથી સમજતી. એ હૃદયમાં કારી ઘા કરનાર રાઘવને હું છેવટની મળીને આવી છું. હાય, અબળા નારી જાતિ!

ભરત—જો તમે નહિ આવો તો હું પણ નહિ જઉં. એ બાબતમાં હુ તમને જ અનુસરીશ. તો હવે હું અયોધ્યાનાથને લખી દઉં છું, કે અમે અયોધ્યામાં પાછાં ફરીશું નહિ.

[ જાય છે. ]

## પ્રવેશ ચોથો.

સ્થળ—પંચવટીનું વન.

સમય—ત્રીજા પહોરનો.

[ રામ અને લક્ષ્મણ. ]

રામ—એ જ એ સ્થળ. એ જ એ નિત્ય આનંદ આપતો અખંડ સ્મૃતિનો મઠ—એ પુણ્યધામ પંચવટી છે. આ એ જ, સદા હાસ્યથી ભરેલી ગોદાવરી નદી છે. પણે છેટે ધૂમાડાના રંગનો, મેઘ જેવો, અચળ નીલ પર્વત છે. પર્વતની નીચે જુઓ, પેલું ગાઢ શ્યામ રંગનું જંગલ છે.

લક્ષ્મણ—આ જગ્યાએ, આપણી પેલી ઝુંપડી હતી.

રામ—ખરૂં છે. એ નવપલ્લવથી ભરપૂર પાંચ વડની નીચે આપણી ઝુંપડી હતી. એને આ વન પોતાની સ્નેહભરી ગાઢ છાયાથી વીંટી રહેતું હતું. આ પાંચ વડ એ વખતે નદીના કિનારા પર હતા; પરંતુ આજે નદી ખસીને આટલે આઘે ગયેલી છે. ચાલો, આગળ જઇએ. ( આગળ જઇને ) આ સ્થાન—હાં, બરાબર એ જ સ્થાન છે—જુઓ. આ તે જ મોટાં મોટાં તાડનાં ઝાડોનું ઝુંડ છે. ભાઈ! યાદ આવે છે ? સૌથી પ્રથમ આ તાડના કુંજમાં સોનાનો મૃગ જોવામાં આવ્યો હતો. મૃગને મારીને હું પાછો આવતો હતો, ત્યારે

આ ઝાડોની પાસે—બરાબર આજ જગ્યાએ-તમને મેં જોયા હતા.

લક્ષ્મણ—ખરૂં છે આર્ય ! હું મૂઢ છું, તેથી દેવી સીતાને નિરાધાર અવસ્થામાં એકલાં મૂકીને આવ્યો હતો.

રામ—તમે શું કરો ! સઘળી રાક્ષસની માયા હતી. તમે શા માટે નકામો ખેદ કરો છો ! વિધાતાના લેખને કોણ ફેરવી શકે છે ? ચાલો આગળ જઈએ.-( આગળ વધીને ) આ એ:જ નદીનો કિનારો છે. આ એ જ પુણ્યમયી નદી ગોદાવરી છે. પ્રથમના જેવી જ મનોહર લહેરો ચાલી રહી છે-એવું ને એવું જ મનને મોહ પમાડનારૂં નીલા રંગનું સ્વચ્છ ચકચકિત નીર છે !–હે મુગ્ધે, હે સુન્દરી નદી, હે સદા હાસ્યથી ભરીપૂરી, હે સ્નેહભીના નિર્મળ આકાશની શોભાને જીતનારી, હે ચળકતી ચંચળ ભુરી આંખોના જેવી માછલીઓથી શોભતી ગોદાવરી ! આમને આમ હર્ષના આવેગથી કૂદતી રમતી સદાકાળ વહેતી રહે. હે આનંદમાં દિન ગળાવનારી, એવા જ મધુરા સૂરથી ગા–ગા ! તારૂં એ આનંદગાન કદિ પણ બંધ ન પડો–તને સુખી જોઇને જ હું સુખી બનીશ. એક દિવસ, હે કલ્લોલિની, તારા કલ્લોલમાં મારૂં સુખનું ગીત સમાઈ જતું હતું. હાય ! એક દિવસ બંનેના સુખનું સ્વપ્ન એકરૂપ બની અહીં જ સમાઈ ગયું હતું. આજ મારૂં એ સુખનું શમણું–ઉડી ગયું છે; પરંતુ, ઈશ્વર કરે ને તારૂં આ સુખનું શમણું કદિયે

નાશ ન પામે.–અને **નીલગિરિ** તું !–મુન, સહાય મનો-રમ, વાદળથી વાતો કરનાર ગિરિવર ! તું કાળની પેઠે અચલ, નિર્મલ, દૃઢ ભાવથી ઘટનાના સ્રોતની પાસે શિર ઉંચું કરી ખડો રહ્યો છે. આવી જ રીતે દૃઢ અચળ ભાવથી હંમેશ-ને માટે ખડો રહે. તને જોઇને મારા હૃદયમાં સાન્ત્વના પામું છું—જોઉં છું, કે ચરાચર વિશ્વમાં—જીંદગીની ચડતી કે પડતીમાં સત્ય, અસત્ય, સુખ, દુઃખ વગેરે સર્વને ન ગણકારતાં કોઈ એક ભાવથી ટકી રહેલો તો છે.–ભાઈ લક્ષ્મણ ચાલો, આગળ જઇએ. ( આગળ વધીને ) જુઓ, પેલી ઝૂકી રહેલી ઝાડીમાં સપાટ પથરાયેલી ઉજળી, શીતળ, સુંદર એ જ શિલા છે, કે જેના પગનાં તળીયાંને છોળો ધોઈ રહી છે. આ તે જ સુંદર સ્થાન–તે જ શિલા–છે, જેના પર નિર્મળ ઉષઃકાળમાં આકાશથી ઉતરેલી ઉષાની પેઠે રોજ આવીને **સીતા** બેસતી હતી. અહીં ઉભી થઇને **સીતા** ધૂમાડા જેવા જણાતા **નીલગિરિની** હદમાં પથરાયેલી સૂર્યના પ્રકાશનાં મોજાંની શોભાને–શોભીતાં સોનેરી કિરણોના ખેલનને–જોયાં કરતી'તી. ચાલો, આગળ જઇએ. ( આગળ જઇને ) ભાઈ, પણે દૂર વનની અંદર જાણે કોઈ ગાય છે–ખરૂંને ? શું એતો કોઈ સુમધુર રમણીનો સ્વર છે ! (નેપથ્યમાં ગીત સંભળાય છે. ) કેવું ગંભીર, કેવું વિકટ અને કેવું લાગણી થઇ આવે એવું ગીત છે ! હવે દિવસ વીતી ગયો, તંબુમાં પાછા ચાલો.

[ જાય છે. ]



## પ્રવેશ પાંચમો.

---

**સ્થળ**—શંબૂકનો આશ્રમ.

**સમય**—સવારનો.

[ ઝાડની નીચે શૂદ્રક અને તેની પત્ની બેઠાં છે. છેટે રામ, લક્ષ્મણ અને ત્રણ સિપાઈઓ ઉભા છે. ]

**રામ**—પેલા વડના ઝાડની નીચે સુંદર દેખાવનો, ગોરા અંગનો, દિવ્ય સ્વરૂપવાળો કયો પુરૂષ છે, કે જે ગંભીર સ્વર સહિત સામદેવનું ગાન કરી રહ્યો છે ? વાળ બધા ધોળા છે, મસ્તક ઉંચું અને પહોળું છે, દાઢી લાંબી છે. પેલી મુગ્ધા શ્યામા તરુણ સુંદરી પણ કોણ છે, જે એ પુરૂષના પગ પાસે બેસી વિસ્મય અને ભક્તિથી નિહાળતી સ્વર્ગીય ગાથા સાંભળી રહી છે ? ચાલો ભાઈ, આગળ જઈએ. (આગળ જઈને) અહીં ઠેરી જાઓ—જોઉં, કેવું સુંદર દૃશ્ય છે ! જુઓ, આ ઋષિની કેવી પવિત્ર મૂર્તિ છે ! પેલી તપધારી સ્ત્રી અચળ, સંપૂર્ણ, અને સ્થિર ગંભીર વિશ્વાસથી મુગ્ધ અને એકી નજરે તપસ્વીની તરફ નિહાળી રહી છે !

**શૂદ્રક**—( રામની તરફ જોઈને )—કોણ ? વટેમાર્ગુ ?

**લક્ષ્મણ**—હા, અમે વટેમાર્ગુ જ છીએ.

**શૂદ્રક**—થાકેલા છો ?

લક્ષ્મણ—ખરૂં છે ઋષિવર, અમે થાકેલા છીએ.

શૂદ્રક—પેલી નદીને કાંઠે મારો આશ્રમ છે.—પ્રિયે, આ બંને અતિથિયોને આશ્રમમાં લઈ જાઓ. હું પણ થોડી વારમાં આવું છું.

રામ—ઋષિવર, અમે કોના અતિથિ થવાને ભાગ્યશાળી થયા છીએ?

શૂદ્રક—હું ઋષિ નથી, શૂદ્રક રાજા છું. અને આ રમણી-રત્ન મારી સ્ત્રી છે.

રામ—તમે શૂદ્રક છો?

શૂદ્રક—હા.

રામ—શૂદ્રરાજ, તમે તપ કરો છો? માફ કરો. રાજન્, આ વખતે અમે તમારી મહેમાનગીરી સ્વીકારી શકીએ તેમ નથી.

શૂદ્રક—કેમ?

રામ—શું કહું શૂદ્રરાજ! હું અયોધ્યાનો રાજા રામચંદ્ર છું. તમે મારૂં નામ સાંભળ્યું છે?

શૂદ્રક—સાંભળ્યું છે.

રામ—હું રામચંદ્ર છું અને અત્યારે તમારી જ શોધમાં દંડકવન સુધી આવ્યો છું.

શૂદ્રક—મહારાજ! હું મને ધન્ય માનું છું. પધારો, મારા ગજા પ્રમાણે વિધિપૂર્વક હું આપનો સત્કાર કરીશ. હે રાજા, હે અતિથિ, મારા આશ્રમમાં પધારો.

રામ—શૂદ્રરાજ ! હું આજ તમારે ઘેર કોઈ ગમતું કામ કરવાને મિત્રભાવે આવ્યો નથી. હું શત્રુભાવથી યુદ્ધ કરવાને આવ્યો છું.

શૂદ્રક—કેમ ? મને એ પૂછવાની રજા છે, કે મેં મહારાજનો શો અપરાધ કર્યો છે ?

રામ—તમારો અપરાધ એ જ કે તમે મોહ અને મદમાં મત્ત બની શાસ્ત્રનું અપમાન કર્યું છે.

શૂદ્રક—શાસ્ત્રનું અપમાન ! મહારાજ, રાજ્યનાં સુખ-ભોગ છોડી એટલા દિવસોથી શાસ્ત્રની ચર્ચા અને શાસ્ત્રનો અભ્યાસ મેં જરૂર કર્યા છે; તેનું અપમાન તો કદિયે કર્યું નથી.

રામ—એ હું જાણું છું. પરંતુ તમે શું એ નથી જાણતા, કે શાસ્ત્રની ચર્ચા અને અભ્યાસ કરવાનો અધિકાર શૂદ્રને છે જ નહિ ?

શૂદ્રક—હા, હું માનું છું, કે બ્રાહ્મણોએ ઠરાવેલી વ્યવસ્થાથી અને બ્રાહ્મણોને તાબે રહી ચાલનારા રાજાઓની આજ્ઞાથી શૂદ્રને શાસ્ત્રની ચર્ચા કરવાનો અધિકાર નથી. પરંતુ રામચંદ્ર ! એ શું યોગ્ય છે ? હું જે નવી વ્યવસ્થામાં માનું છું તે શું આપ સાંભળશો ? હે પુરુષોમાં શ્રેષ્ઠ ! આપ જ બતાવો, એ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનો ભેદ કોનો કરેલો છે ? મનુષ્ય અને પશુના ભેદનો કર્ત્તા

કોણ છે ?–કયો ભેદ પહેલો છે ? કયો સૃષ્ટા મોટો છે ?–બ્રહ્મા કે બ્રહ્માએ પેદા કરેલાં મનુષ્ય ?–દેવોનો બનાવનાર બ્રાહ્મણ છે ? કે બ્રાહ્મણોને સૃજનાર એ અનાદિ ઈશ્વર છે ? જો આપ જાતિભેદ જ કરવા માગો છો તો એ ઈશ્વરની નીતિને અનુસરીને કરો. સિંહ બળદ થઈ શકતો નથી અને બળદ પણ સિંહ બની શકતો નથી. કૂતરૂં ગમે તેટલું બુદ્ધિમાન હોય, તોપણ તે હડધુત કૂતરૂં જ રહેવાનું. આથી ઉલટું, ઉન્મત્ત માણસમાંથી માણસપણું જતું રહેતું નથી. શૂદ્રમાં પણ બ્રાહ્મણના જેવી વિદ્યા, બુદ્ધિ, ન્યાયનિષ્ઠા, અને ધર્મબુદ્ધિ હોવી સંભવે છે. એ જ પ્રમાણે બ્રાહ્મણ પણ શૂદ્રથીયે વધારે અધમ અને અત્યંત તિરસ્કારને પાત્ર હોઇ શકે છે. આમ હોવા છતાં પણ જીવતાં લગી પેલો શૂદ્ર તે શૂદ્ર જ અને પેલો બ્રાહ્મણ તે બ્રાહ્મણ જ રહેવાનો !–જીવતાં સુધી તો શું, એ ક્રમ વંશપરંપરા ચાલતો રહેવાનો !–મહાત્મા રામચંદ્ર ! શું એ નિયમ સ્વાભાવિક છે ?–મહારાજ ! સાચું તો એ છે, કે એ નિયમને આશ્રય આપવો એ વિધાતાને કલંક લગાડવા સમાન છે. રઘુવર ! કુદરતના કાનુનને તરછોડીને–તુચ્છ સમજીને–બ્રાહ્મણોએ પોતાની શક્તિના જોરે જે વ્યવસ્થા કરી છે તે એક દિવસ, ઉંચે જેનો પાયો અને નીચે જેની અગાશી હોય એવા મકાનની પેઠે, જરૂર તૂટી પડી જમીનદોસ્ત થઇ જશે.

રામ—શૂદ્રરાજ ! સાચું હોય કે જૂઠું હોય, અથવા કેવળ ભ્રમ જ હોય; છતાં તમે તમારે પાળવાના રાજ્યના કાયદાનો ભંગ કર્યો છે, એટલા માટે તમે સજાને લાયક છો.

શૂદ્રક—મહારાજ, જો હું સજાને લાયક છું, જો મેં રાજ્યના કાયદાનો ભંગ કર્યો છે, તો આપ મને અત્યારે જ સજા કરો. આપ ભારતવર્ષના સમ્રાટ્ છો; હું એક નાનોશો રાજા છું; પરંતુ હે અયોધ્યાનાથ ! આપ આપના મનમાં મારો અપરાધ વિચારી જુઓ ! મેં ટંટો-બખેડો કે ખૂન કર્યાં નથી; ચોરી કરી નથી; વ્યભિચાર કર્યો નથી. મારો અપરાધ એ છે, કે સંસારની કાવાદાવા ભરેલી ચિન્તાઓથી ખાખાવીખી થઇ ગયેલા મારા ચિત્તને એ અનન્ત પરબ્રહ્મમાં જોડયું છે; મારા ચિત્તને એ અનાદિ, એ ગંભીર, એ અનન્ત શાશ્વત્ પ્રભુમાં લગાડયું છે ! એ જ પ્રભુ જે તમારો પણ છે, મારો પણ છે, આખા બ્રહ્માંડનો છે. એના પર શું સર્વનો સરખો હક નથી ? એવું જણાય છે, કે કદાચ એકલા બ્રાહ્મણોની જ બુદ્ધિ જીવનની અસારતા પિછાની શકે છે !–કદાચ એકલા બ્રાહ્મણોનું જ મન આખા વિશ્વમાં સત્યની શોધ કરતું ફરે છે ! શું શૂદ્રને મગજ નથી ? જો કેવળ દાસપણું કરવાને માટે જ શૂદ્ર જન્મેલો છે તો પછી પ્રભુએ એને એકલા હાથપગ જ કેમ ન આપ્યા ? બીજા અવયવો અને ઇન્દ્રિયો કેમ આપ્યાં ?

રામ—શૂદ્રરાજ! સઘળી દલીલો નકામી છે. તમે રાજ્યનો કાયદો તોડયો છે. તેની સજા ભોગવો. એ માટેની કાયદાથી ઠરાવેલી સજા મોત છે. બસ, આત્મસમર્પણ કરો, કે યુદ્ધ કરો. ઢાલ તલવાર કે ધનુષ્ય લઇ આવો. અથવા જો લશ્કર લઇને લડવાની ઈચ્છા હોય તો સાંજે રણભૂમિમાં આવજો. પણે છેટે ગાઢ ઝાડી નીચે મારા લશ્કરનો પડાવ છે.

શૂદ્રક—યુદ્ધ રામચંદ્ર? મેં હત્યા કરવાનો ધંધો ઘણા દહાડાથી છોડી દીધો છે. હું ખાલી હાથે તમારી સામે હાજર છું. કરો, મોતની સજા કરો.

લક્ષ્મણ—મહારાજ! જવા દો–ક્ષમા કરો. હે નરોત્તમ, એ વૃદ્ધ ઋષિવર છે.

રામ—લક્ષ્મણ! મહર્ષિ વસિષ્ઠની આજ્ઞા જતી કરી શકાય તેમ નથી. નિરુપાય છું.

( મ્યાનમાંથી તલવાર કાઢે છે. )

શૂદ્રકની પત્ની—નિર્દય, ક્રૂર, કઠોર, બીકણ! તમે રાવણને જીતનાર વીર છો? તમે ધર્માત્મા છો? રામ, તમને ધિક્કાર છે! તમે નિઃશસ્ત્ર તપસ્વીના શરીર પર શસ્ત્ર ચલાવવાને તૈયાર છો? તો વીરશ્રેષ્ઠ, પ્રથમ મને–શૂદ્રરાજની પત્નીને મારી નાંખો, સ્રીની સામેજ ઘરડા તપસ્વીનું માથું ઉડાવવાને માટે તમારો જમણો હાથ શી રીતે ઉપડે

છે ? આ શાન્ત, સરળ, સ્થિર, પવિત્ર મુખ જુઓ ! તે પછી પણ જો તમે એ શરીર પર હાથ ઉગામી શકો તો તમે મનુષ્ય નથી. આ મનુષ્ય-શરીરમાં રાક્ષસનું હૃદય રાખી રહ્યા છો.

રામ—ખરેખર હું ઘણો જ નિર્દય અને કઠોર છું. મારે હૃદય જ નથી. રાજાનો ન્યાયવિચાર દયામાયા વગરનો હોય છે. રાજાને લાગણી કરવાનો અધિકાર નથી. એને તો કોરૂં કડકડતું કર્તવ્ય જ ધ્યાનમાં રાખવાનું છે. એને માટે સ્નેહ એતો મિથ્યા સ્વપ્ન સમાન છે.

શૂ૦પત્ની—મહારાજ ! રાજાનો ન્યાય દયા, માયા અને ક્ષમા વિનાનો હોય છે ? એ કોણે કહ્યું મહારાજ ? આ આખું વિશ્વ શું ક્ષમાને વશ નથી ? પ્રભો ! એકલા પોતાના પુણ્યના બળે કોણ મુક્તિ મેળવી શકે છે ? જો કદિ ન્યાય-વિચારની સાથે ક્ષમા ભળી તેને નરમ ન બનાવી શકે તો તે ચોકખી પીડા જ છે. મહારાજ ! તમે સમ્રાટ્ છો, ક્ષત્રિય કુળમાં શ્રેષ્ઠ છો, વીર છો; મારા પતિને માફ કરો. મારી સ્ત્રીની આ માગણીનો સ્વીકાર કરો.

(પગે પડે છે.)

રામ—ઉઠો વીર પત્ની ! તમે જે માગો છો તે આપવાને હું અસમર્થ છું.

શૂ૦ પત્ની—આટઆટલું કરવા છતાં પણ જરાએ હૃદય પીગળતું નથી ! હાય, કેટલાંએ મનુષ્યો ખૂન કર્યાં પછી

પણ રાજાની માફી મેળવે છે; તો શું મારા પતિ એટલા બધા પાતકી છે, કે તે ક્ષમાને યોગ્ય જ નથી ? મહારાજ ! આ પરથી મારે શું સમજવું ?

શૂદ્રક—રાણી ! જાઓ. તમે વીર-પત્ની છો; તમને આમ કાયર બની આવી માગણી, આવી પ્રાર્થના કરવી શું શોભે છે ? આ જીંદગી ઉપર શું એટલી બધી મમતા અને માયા છે ? આટલા દહાડા પ્રિય શિષ્યાની પેઠે મારી પાસેથી ઉપદેશ મેળવીને તમે શું આ જ શિક્ષા મેળવી છે ? જાઓ; આ આપણું છેવટનું મિલન નથી-બીજા જન્મમાં મળીશું.

શૂ૦ પત્ની—નહિ કદિ નહિ. મારી આંખ સામે રામચંદ્ર, તમે મારા પતિને નહિ મારી શકો. પ્રથમ તલવારના ઘાથી મારા હૃદયને રેંસી નાંખો. પછી હે નિર્દય, મારા પ્રાણનાથનો પ્રાણ લ્યો, તેમનું ખૂન કરો.

રામ—શૂદ્રકની સ્ત્રીને કોઈ પકડી દૂર લઇ જાઓ.

શૂ૦ પત્ની—ખબરદાર ! મારા શરીરને કોઇ પણ હાથ ન લગાવતા ! એમ જ હોય-તો પછી મારી નાંખો, હું મારી નજરે જોઈશ. તો હવે મારા દેખતાં જ શાન્ત અંધકારમાં સંગીત બંધ થઈ જાઓ; પ્રકાશ બૂઝાઇ જાઓ. એમજ હો !

રામ—શૂદ્રક, તમે તૈયાર છો ?

શૂદ્રક—મહારાજ, શૂદ્રક મરવાને તૈયાર છે.

(રાજા શૂદ્રકનું માથું કાપી નાંખવામાં આવે છે. કેટલેક છેટે ઉભેલી શૂદ્રકની પત્ની જોઇ રહી છે.)

શૂ૦ પત્ની—ઠીક છે. ઠીક છે. જાઓ પ્રભુ ! જાઓ. પ્રાણેશ્વર ! તમારાં પુણ્યોથી મેળવેલા સ્વર્ગલોકમાં જાઓ, અને હે રાવણવિજયી વીર મહારાજ, તમે સદા નરકના જેવી વેદના ભોગવ્યા કરો. તમે કદિ આ તમારા બળતા મસ્તક ઉપર વિધાતાની અનુકંપાના જળનો એક છાંટો પણ ન પામો. અપકીર્તિ, અશાન્તિ અને ભારે સંકટનું ઝઝુમતું કાળું વાદળું માથે લઇને અયોધ્યામાં પાછા જાઓ. તમારો મહેલ તમારે માટે સદા સાપના રાફડાની પેઠે ઉચાટનું કારણ થઈ પડો; સુંવાળી ફૂલની સેજ શૂળોની પથારી જેવી થઈ પડો ! મહારાજ ! આજ તમે જે આગ લગાડી છે, તેમાં સદા સળગતા રહો.

[ પડદો પડે છે. ]



# અંક ચોથો.



## પ્રવેશ પહેલો.



**સ્થળ**—અંતઃપુર.

**સમય**—મધરાતની આસપાસનો.

[ રામ અને કૌશલ્યા. ]

**કૌશલ્યા**—બેટા, શાન્ત થાઓ-શાન્ત થાઓ. તમારા દિલની આ ઉંડી હાય વરાળ, આ દીન નિસ્તેજ આંખો, આ જથરવથર વાળ, આ ફીકકો ચહેરો, આ સૂકો દુર્બળ દેહ જોઈને મારી છાતી ચીરાઇ જાય છે! પ્રાણાધિક પુત્ર! તમારી આ દશા દેખીને જાણે મારા હ્રદય ઉપર વજ્ર તૂટી પડે છે, ભારે વેદના થાય છે—ભારે વેદના થાય છે. બેટા રામ, આમ ધૂળમાં પડયા રહેવું, આવો વેષ ધારણ કરવો શું તમને શોભે છે?—તમે મહારાજા છો.

**રામ**—હું મહારાજા છું એ વાત ખરી.

**કૌશલ્યા**—ત્યારે કહો જો, લોકો તમને શું કહેશે? જો પત્નીના શોકથી આટલા અધીર બની બેસશો તો

તમારા ભાઈઓ શું કરશે બેટા ? તમે જો જરાયે ધૈર્ય રાખી રહેશો નહિ તો શી દશા થશે ?

**રામ**—ભાઇઓ શું કરશે?—ચાહે તે કરે;પરંતુ મન-કર્મ-વચનથી હું આશીર્વાદ દઉં છું, કે મારા ભાઈઓને રામના જેવું કામ કરવા વારો ન આવે. લોકો શું કહેશે ?-જેમ તેમના મનને ગમે તેમ કહે. સૂતી વખતે, ભૂલેચૂકે પણ મારી પ્રજા રામનું નામ ન લે; બસ, હું એ જ ઈશ્વરની પાસે માગું છું.

**કૌશલ્યા**—રામ, તમે શા માટે નિત્ય પસ્તાવાની આગમાં સળગ્યા કરો છો ?-વિધાતાનો લેખ જ એવો હતો.

**રામ**—વિધાતાનો લેખ !

**કૌશલ્યા**—હા, ઉઠો બેટા, જઇને સૂઇ જાઓ. રોજ આખી રાતના ઉજાગરા કરવાથી શરીર કેટલા દહાડા નભશે ?

**રામ**—માજી, હું હજી સુધી જીવું છું, એસ્તો નવાઈ છે ! આ દેહ જે દહાડે છૂટી જશે તે દહાડે મને આરામ થશે—મારામાં જીવન આવશે. માતા, તમે નથી જાણતાં, મારા હૃદયમાં કેવી વેદના-કેવી ચિન્તા ઉથલપાથલ મચાવી રહી છે ! બસ, હવે વેઠી શકાતું નથી—છાતી ફાટી જાય છે. અહો ! એ સતીના હૃદયમાં મારા માટેનો સંપૂર્ણ ભરોસો હતો, અપાર વિશ્વાસ હતો, હદ પારનો પ્રેમ

હતો. હાય, એની સાથે મેં કેવો દગો, કેવો અન્યાય કર્યો છે! માજી, વનમાં મોકલતી વખતે મારા ખ્યાલમાંએ ન આવ્યું, કે એ સતીની સાથે હું કેવું નીચ, ઘાતકી વર્ત્તન ચલાવી રહ્યો છું! મેં વિચાર જ કર્યો નહિ, કે મારે હાથે એ કેવા ગાઢ પ્રેમનું અપમાન થઇ રહ્યું છે! ભાઈ ભરતે, બેન શાન્તાએ પગે પડી સમજાવ્યો, તોપણ મારા સમજવામાં ન આવ્યું. તમે માતાએ પણ એ વખતે આવીને, ઘૂંટણીએ પડીને, આંખમાં આંસુ સાથે એ સતીને માટે મારી પાસે માગણી કરી; એ વખતે પણ હું મૂઢ કંઈ જ ન સમજ્યો. પ્રાણેશ્વરી જાનકી જ્યારે એ ધર્મસંકટની વચ્ચે હસતી હસતી મારી સામે આવી અને સ્નેહથી મારા બે હાથ પકડી કહેવા લાગી કે, ‘ ઉઠો પ્રાણનાથ, હું વનમાં જઉં છું, તમે સુખે રહો–દાસીને માટે દુઃખી ન થાઓ’ ત્યારે પણ હું મૂઢ ન સમજ્યો–મને ભાન ન આવ્યું. માજી, સમજાતું નથી, કોના શાપે આ દારુણ દુઃખ અને તીવ્ર વેદના થવા છતાં પણ હું જીવું છું! જીવ નથી નીકળતો!

**કૌશલ્યા**—બેટા, કશો ઉપાય નથી, તમે શું કરો?

**રામ**—સ્નેહમયી જનની! જઈને સૂઈ જાઓ, શા માટે હેરાન થઈ રહ્યાં છો? હું મારા પાપના તાપમાં જાતે જળી રહ્યો છું. તમે શું કરો?

**કૌશલ્યા**—જાઓ બેટા રામ, જઇને સૂઈ રહો.

રામ—માજી, જો ઉંઘ આવતી હોત તો હું જાગતો રહેત ? ઉંઘવાની મરજી છે, પ્રયત્ન પણ કરૂં છું; છતાં ઉંઘ નથી આવતી—ખુમારી આવે છે; અને તરત જ જડ-જેવી લૂખા હાસ્યની રેખા મુખ ઉપર ધારણ કરેલી, પત્થર-ની પ્રતિમા અને મૂગા તિરસ્કાર જેવી સીતાની મૂર્તિ આવીને નજીકમાં ખડી થઈ જાય છે,—વિધાતાની જ એ મરજી અને ગોઠવણ છે; હું શું કરી શકું એમ છું મા ? તમે જઇને સૂઈ રહો,–શરીર ઢીલું પડતું જાય છે, આડું પડી રહું છે; આંખોમાં ખુમારી ભરેલી છે, પાંપણો મીચાઇ જાય છે. જોઉં, કદાચ ઘડીવાર સૂઈ શકું તો.

[ સૂઇને આંખો મીચી લે છે. ]

કૌશલ્યા—ભાઈ સૂઈ ગયા; સૂવા દઉં. ઉંઘની ઠંડકથી તેમની બળતી આંખોને ટાઢક વળવા દઉં. હું જઉં; અત્યારે રાતનો પાછલો પહોર છે, જઇને પૂજાની તૈયારી કરૂં. બેટા રામ, મારામાં જો તારૂં દુઃખ લેવાની શક્તિ હોત !

[ ચાલી નીકળે છે. ]

રામ—( આંખો ઉઘાડીને )–નહિ, બળતી આંખોમાં ઉંઘ ન આવી. મરુભૂમિમાં કદિ જળકણ સાથેનો ઠંડો વાયુ વાય છે ? આળસ અને ઉંઘના જોરે પોપચાં ઢળી પડે છે, અંગો ઢીલાં પડતાં જાય છે, ઉંઘવાને માટે લેટી જઉં છું; પરંતુ ઓચીંતી હૃદયમાં ભડભડ થતી આગ

સળગી ઉઠે છે; મર્મસ્થાનમાં જાણે કોઇ ઝીણી ધારવાળી છરીઓ ભોંકવા લાગે છે, હજારો વીંછીની વેદનાથી તરફડવા મંડું છું. ઉંઘું શી રીતે?–અંતરમાં સીતાની મૂર્ત્તિ ખડી થાય છે. એ મૂર્ત્તિ સ્નેહ–દયા વગરની ઠંડીગાર, તિરસ્કાર કરતી જણાય છે. નિરાશા અને પશ્ચાત્તાપને લીધે હૃદયની અંદર અપાર ખેદથી ઉપજેલા સૂનકાર જેવું છવાઈ જાય છે. નસો તંગ બને છે અને તેમાં ગરમ લોહીનો પ્રવાહ ઉછાળા મારવા લાગે છે.–શું ક્ષમા કરતાં ન્યાય ચઢી જાય છે? શાન્તિ કરતાં ચિંતા ચઢીયાતી છે? મુક્તિ કરતાં યુક્તિ મોટી છે? શું વિવેક જાતે જ મધુરા મંત્રથી વાજબી–ગેરવાજબી નથી બતાવી દેતો?—હાય! તર્કના ગોટાળામાં પડીને મેં સીતાને તજી દીધી! ભ્રમ–ભ્રમ–કેવળ ભ્રમ! જેને વાસ્તે આટઆટલાં યુદ્ધ, આટઆટલી ચિન્તા, આટઆટલો પરિશ્રમ, કરવામાં આવ્યાં; તેને મેં એટલી ઉતાવળે, વિના પ્રયત્ને વાશી ફૂલની માળાની પેઠે હૃદયથી ખસેડી દૂર ફેંકી દીધી!–કદાચ ફરીને તે મને મળે–મૂઢ આશા! જેને જાગ્રત સમયે ખરા બપોરે ગુમાવી દીધી છે, તેને સુષુપ્તિના અંધકારમાં શોધતાં હાથ કરીશ? એ શૂદ્રરાજાની રાણીએ જે તીખાં બાણ જેવાં વચન કહ્યાં હતાં કે, "તમને ફૂલોની સેજ કાંટાની પથારી થઈ પડશે." તે અત્યારે મને યાદ આવે છે. હાય! અપરાધ જાણ્યા વગર મેં એ સાધુ, શિષ્ટ, સંયમી,

નિઃસ્વાર્થી, ઋષિ, વિરોધ વગરના ધર્મનિષ્ઠ શૂદ્રરાજાને કેવી ક્રૂર સજા કરી નાખી ! તેનો શો અપરાધ હતો ? ધર્મ અને પુણ્યનું ફળ આખરે પ્રાણદંડ મળ્યો ? આજે આશંકાના આઘાતથી કર્તવ્ય-અકર્તવ્ય, ન્યાય-અન્યાય, સત્ય-અસત્ય, ધર્મ-અધર્મ, સૌના ચૂરેચૂરા થઇ રહ્યા છે.- પાછી ખુમારીની મારી આંખો મીચાતી જાય છે. જોઉં, કદાચ થોડી વાર ઉંઘી શકું તો.

[ ફરી આડે પડખે થઈ જાય છે. ]



## પ્રવેશ બીજો.

**સ્થળ**—રાજસભા.

**સમય**—સવારનો.

( રામ અને વસિષ્ઠ. )

**વસિષ્ઠ**—રાક્ષસ લોકોને મારી નસાડી મૂક્યા; રાજ્યની સીમામાં પણ ચારે તરફથી પુષ્કળ વધારો થઈ ગયો; સમુદ્રથી માંડીને હિમાલય સુધી ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં સઘળા લોકો ગંભીર નાદે દશે દિશાઓને કંપાવતાં 'જય રાઘવની જય' ઉચ્ચારે છે. તપસ્વી લોકો નિર્વિઘ્ને તપ આચરે છે. એવી જ રીતે શાસ્ત્રીઓ શાસ્ત્રની ચર્ચા કરે છે; ક્ષત્રિયો રાજકાજ કરે છે; ચોર-લૂટારાના કશા પણ ભય વગર વૈશ્યો નિરાંતે વેપાર અને ખેતી કરે છે. શૂદ્રો બ્રાહ્મણ વગેરે દ્વિજોની સેવા કરે છે. એ રીતે નોકર, ગૃહસ્થ, યોદ્ધા, ઋષિ વગેરે સઘળા સન્તુષ્ટ અને સુખી છે. તોફાન શમી ગયું છે; આમથી તેમ ઉંચા ઉછાળા મારતો મત્ત સમુદ્ર સ્થિર થઈ રહ્યો છે. આ જોઇએ તેવો સારો સમય છે; હે રઘુવીર ! હવે તમે અશ્વમેધ યજ્ઞ કરો.

**રામ**—જેવી ગુરુદેવની આજ્ઞા.

વસિષ્ઠ—તો પછી હે પૃથ્વીપતિ ! યજ્ઞને માટે બહુ મોટી તૈયારીઓ કરો–સામગ્રી ભેગી કરવા માંડો. સ્વર્ગના સઘળા દેવોને સંતોષ પમાડો. અને હું તમને આશીર્વાદ દઉં છું, કે તમારા રાજ્યનો આ વિશાળ પ્રદેશ બહુ ધન-ધાન્ય અને અન્નથી ઉભરાઈ જાઓ. સઘળી રૈયત સુખી હો. રોગ, શોક અને અશુભમાત્ર નાશ પામો. દુકાળ અને દુઃખમાત્ર દેશમાંથી સદાને માટે દૂર થાઓ.

રામ—પ્રભુની જેવી આજ્ઞા.

વસિષ્ઠ—તો હવે તિથિ-લગ્ન જોઈને મુહૂર્ત નક્કી કરાવો–પરન્તુ પ્રિય રામચંદ્ર, એક વાત વિચારવાની છે–આ યજ્ઞમાં તમારી સહધર્મિણી કોણ થશે ? શાસ્ત્રીય પ્રથા એવી છે, કે આ યજ્ઞ સ્ત્રી વગર કરી શકાતો નથી. સ્ત્રી ખાસ કરીને જોઈએ. તે વિના તો યજ્ઞ નિષ્ફળ જશે. આ યજ્ઞમાં તમારી સ્ત્રી તરીકે કોને બેસાડશો ? એ પુણ્યની ભાગીયેણ કોણ થશે ?

રામ—મહર્ષિ, મારે તો સ્ત્રી નથી.

વસિષ્ઠ—પરંતુ તમારે સ્ત્રી હોવાની ખાસ જરૂર છે.

રામ—તો પછી મારે માટે એ યજ્ઞ કરાવો અસંભવિત છે; મારે તો સ્ત્રી નથી.

વસિષ્ઠ—તો શું એ યજ્ઞ બંધ રહેશે ?

રામ—હા બંધ રહેશે. બીજો ઉપાય જ શો ?

વસિષ્ઠ—પણ રઘુવર ! દેવતાઓ રોષે ભરાશે.

રામ—ભગવન્, લાચાર છું !

વસિષ્ઠ—રાજ્યમાં અનાવૃષ્ટિ થશે, દુકાળ પડશે.

રામ—ઉપાય નહિ !

વસિષ્ઠ—અકાળે, કોલેરા આદિ ભયંકર રોગે, પ્રજા મરશે.

રામ—દેવ, હું શું કરૂં ?–મારે પત્ની નથી.

વસિષ્ઠ—મહારાજ ! રાજાને માટે ફરી પરણવાની શાસ્ત્રમાં છૂટ છે.

રામ—શું દેવ ! અત્યારે ફરી પરણવું પડશે ? મહર્ષિ ! હું બીજી વાર નહિ પરણું.

વસિષ્ઠ—રામચંદ્ર ! કેમ ?

રામ—કેમ ? ઉત્તર આપવો પડશે ? મહર્ષિ ! મારા મુખમાંથી ઉત્તર નથી નીકળતો. જાણે કોઈ આવીને ગળું દબાવી દે છે; આંસુઓથી ગળું રૂંધાઇ જાય છે; આંખોની સામે અંધકાર છવાઇ જાય છે. ભગવન્ ! આ દાસને 'કેમ ?' એવો સવાલ કરીને જુનાં પોહડાં ઉખાડી ન આપશો, ઉગારી લેશો, એ નામ લેતાં સૂકાં બળેલાં પાંદડાંની માફક આ પાપી જીભ વળ ખાઈ જાય છે. ભગવન્ ! બસ, હવે એ જુના ઘાને ન ઉખેળશો. હવે વધારે નહિ સહી શકું. રક્ષા કરો ઋષિવર–સમજાતું નથી, એમ છેડવાથી હું અંધ

બાવરા જેવો બનીને શુંનું શુંય કરી નાંખું. સહન કરવાને પણ કંઈ હદ હોય છે.

વસિષ્ઠ—શાન્ત થાઓ વત્સ! આટલા બધા અધીર ન બનો.

રામ—'અધીર' કોને કહે છે ભગવન્? આપને શી ખબર કે છેલ્લાં દશ વરસોથી રાતદહાડો આ હૃદયમાં કેવી નરકની આગ સળગ્યા કરે છે? આ મારૂં સુકલકડી જેવું શરીર જુઓ, છૂપી રીતે છોલાંની અંદર લાગી રહેલી આગની પેઠે એ અગ્નિની જ્વાળાએ આઠે પહોર અંદરને અંદર જ સળગાવીને મારી આ દશા કરી દીધી છે. એ જ્વાળાને માર્યે રાતોના અખંડ ઉજાગરા થયા છે, હું એકલો ગાંડાની પેઠે મહેલની અંદર, ઉપર, અગાશીઓમાં આમથી તેમ આંટા ફેરા કરતો રહ્યો છું—જ્યાંસુધી પૂર્વ તરફ દૂરના આકાશમાં રંજ પામેલા વાદળની ઉપર પહેલવહેલા અરુણ-કિરણની રેખા ન ફૂટે ત્યાંસુધી એમને એમ તરફડતો ફર્યો છું. આ બાર વરસમાં મેં શાન્તિનું નામનિશાન જોયું નથી; અસંખ્ય રાત્રીઓ એમ ને એમ જ વહી ગઇ છે, દહાડા ઉપર દહાડા ચાલ્યા ગયા છે; છતાં પણ, હે ઋષિવર! આપ મને કહો છો કે અધીર ન બનો! તો પણ, કહો છો, કે શાન્ત થાઓ! પ્રભુ, આપ મારી વેદનાને-મારી દશાને-શું જાણી શકો, શું સમજી શકો! આપ પ્રભુ સમાન ઉંચા આસને બેઠેલા મને આજ્ઞા કરો છો;

પણ એ આજ્ઞા પાળવી કેવી કઠોર થઇ પડશે, તેનો નથી કરતા આપ કંઇ વિચાર કે નથી આપને એની કંઈ સમજ.

વસિષ્ઠ—તો શું મારે એમ સમજવું કે મહારાજ એ યજ્ઞ કરવાને રાજી નથી?

રામ—હા ઋષિવર, જો બીજીવાર લગ્ન કરવાની જરૂર છે, તો હું રાજી નથી.

વસિષ્ઠ—તો શું મારે એમ જાણવું કે રામચંદ્ર આજ વસિષ્ઠની આજ્ઞાની અવગણના કરે છે?

રામ—એમ જ સમજી લેશો—ઋષિ, આપ બીજું પણ કંઈ ચાહો છો? હજી આપના મનની ઈચ્છા પૂરી નથી થઈ? શું આપ મારો આ હૃદયપિણ્ડ ઉખાડી ફેંકી દેવા ચાહો છો?—તો પછી છરી લાવો, એ જ કરો. સીતાને -નિરપરાધી સીતાને-મેં ઘરમાંથી હાંકી કાઢી છે-બીજું પણ કંઈ જોઇએ? તો પછી આ શરીરમાંથી એ હૃદયને કાઢી લ્યો. રામથી હવે વધારે સહ્યું જશે નહિ. બાળી ભસ્મ કરી નાંખો, સ્વર્ગનાં બારણાં મારે માટે બંધ કરી દો. મારા આ કર્મનું જો એ જ ફળ હોય, જો એ જ સજા હોય, તોપણ ઋષિવર! એ નક્કી કરી માનશો કે હું ફરી લગ્ન નહિ જ કરૂં, સેંકડો ઋષિ-વાકયોની જો અવગણના કરવી પડે, તો જાનકીની પુણ્ય-સ્મૃતિની રક્ષાને વાસ્તે તે કરવાને પણ હું તૈયાર છું.

વસિષ્ઠ—રામ ! આજ તમે બહુ જ અસ્થિર બની રહ્યા છો. તમારૂં મગજ બહુ જ તપી રહ્યું છે. તેથી તમારી ઉકળી હાલેલી જીભમાંથી આવા ગરમ શબ્દો નીકળી રહ્યા છે. રઘુવર ! હું સમજું છું, સઘળું જાણું છું. નહિ તો તમે પ્રજાનું મન રંજન કરવાનું જે કામ સીતાના ત્યાગથી શરૂ કર્યું હતું તેને આમ અધવચ અધુરૂં ન રાખત. મહારાજ ! પ્રજારંજનને માટે તમે સીતાને-જે સીતા તમને પ્રાણથી પણ વધારે વહાલી હતી તે સીતાને-તજી દીધી; પરંતુ અત્યારે પ્રજાના કલ્યાણને માટે સીતાની સ્મૃતિને નહિ ત્યાગી શકો, એ પણ શું સંભવિત છે ? સાંભળો રઘુપતિ ! આ ખેદને દૂર કરો. યજ્ઞનું કામ પાર પાડો. પ્રજાના ભલાને વાસ્તે અશ્વમેધ યજ્ઞ કરો.

રામ—ગુરુદેવ ! યજ્ઞના કામનો આરંભ ભલે કરો; પરંતુ હું સીતાની પવિત્ર સ્મૃતિને તો નહિ જ ભૂલી શકું. સીતાની સોનાની મૂર્ત્તિ બનાવરાવી તેને હું સહધર્મિણી તરીકે ચલાવી લઈશ.

[ પડદો પડે છે. ]



## પ્રવેશ ત્રીજો.

**સ્થળ—દંડકવન.**

**સમય—સાંજનો.**

[ સીતા, વાસન્તી, લવ અને કુશ. ]

**સીતા**—કુશ ! હું મારી હકીકત કહીશ; પણ આજ નહિ. અત્યારે તો તમે બે ભાઈ એટલું જાણી રાખો, કે તમે રાજાના પુત્ર છો, અને હું અભાગણી પતિથી તજાએલી, રાજાની પત્ની અને રાજાની પુત્રી છું.

**કુશ**—તમે રાજાની પત્ની છો ! અમે રાજકુમાર છીએ ! તો આપણે આ વનમાં કેમ પડયાં રહ્યાં છીએ.

**લવ**—બહુ જ નવાઈ લાગે છે. વધારે જાણવાનું મન થાય છે.

**સીતા**—બેટા, બસ એટલું જ જાણી રાખો, કે હું હીણભાગી છું.

**કુશ**—તમે રાણી હોવા છતાં પણ મા, આમ વનવાસી થયાં છો ?

**લવ**—બીજું કંઇ નહિ, બહુ જાણવાનું મન થઈ આવે છે.

**વાસન્તી**—એથી વધારે હકીકત જણાવવાનો સમય હજી નથી આવ્યો. હવે કુશ, તું પણ જા, અને બેટા લવ,

તું પણ જા. થોડા જ વખતમાં એ સઘળી હકીકત તમારા જાણવામાં આવી જશે.

[ કુશ અને લવ ચાલી નીકળે છે. ]

**સીતા**—બેન ! હવે સહ્યું જતું નથી. વાસન્તી ! બાળકોને મારી ઓળખાણ આપવામાં લાજી મરૂં છું.

**વાસન્તી**—બેન ! ગભરાઓ નહિ—ધીરજ રાખો. હજી પણ ધર્મનો લોપ થઇ ગયો નથી. હજી પણ પૃથ્વી પૂરેપૂરી પાપથી ઉભરાઈ ગઇ નથી. તમે સાંભળ્યું નથી, આજ પંદર વરસ થઈ ગયાં; પરંતુ રઘુપતિએ ફરી લગ્ન નથી કર્યું. હું તો સ્ત્રીને માટે એથી વિશેષ સુખ બીજું એકે નથી જાણતી. જે પતિનો સ્નેહ વિયોગ, નિરાશા અને હજારો દુઃખોને તુચ્છ ગણીને—અચળ, અટલ, સ્થિર પર્વતની પેઠે-સદા સંકોચ અને સંદેહ વગરનો બનીને એક રૂપે કાયમ રહે, તેને ધન્ય છે ! બેન, તમે બહુ જ ભાગ્યશાળી છો, કારણ કે એવા જ પતિનો સ્નેહ તમે પામ્યાં છો.

**સીતા**—સાચું કહો છો બેન ! હું મૂર્ખ છું-તેથી મારા એ સદ્ભાગ્યનો ખ્યાલ મને ન હતો; પરંતુ કુશ અને લવના વિષે વિચાર કરી જુઓ, બેન વાસન્તી ! ક્યાં એ એમને માટે અઢળક વૈભવ અને સંપત્તિની વચ્ચે રાજમહેલમાં રહેવાનું, એ રાજસી પોષાક પહેરી રાજકુમાર કહેવરાવવાનું,—અને ક્યાં આ અત્યારે એમનું દીન બાળકોની પેઠે વલ્કલ પહેરી આ નિર્જન વનની વચ્ચે ઝુંપડીમાં

વસવાનું! એમના ભવિષ્યના ખ્યાલ, એમના એવા ભાતભાતના પ્રશ્ન, રોજ મારા હૃદયમાં કાંટાની પેઠે ખૂંચ્યા કરે છે. બેન વાસન્તી! એ બાળકોની આ દશા જોઇને મારાથી રહ્યું જતું નથી. અત્યારે જો હું બાળકોની માતા ન હોત, મારા પેટે લવ અને કુશ જન્મ્યા ન હોત તો મને કંઈ જ દુઃખ ન હતું. પતિના સ્નેહની શ્રેષ્ઠતાનો ગર્વ ધારણ કરી હું મને બહુ જ ભાગ્યશાળી સમજત અને આજ હસતા મોંઢે ઘણા જ સુખથી મરી શકત.

[ વાલ્મીકિ પ્રવેશ કરે છે. ]

**સીતા**—ભગવન્! ચરણોમાં પ્રણામ કરૂં છું.

**વાસન્તી**—મારા પણ પ્રણામ સ્વીકારશો.

**વાલ્મીકિ**—પુત્રી સીતા, અને કલ્યાણી વાસન્તી, તમે ચીરંજીવ રહો, તમે સુખ પામો.

**વાસન્તી**—મહામતિ મુનિવર! આ વેશે આજ ક્યાં પધારો છો? પીઠ પર મૃગચર્મ નાંખીને, હાથમાં કમંડળ લઈને, બગલમાં લાકડી ઘાલીને, આપ ક્યાં જવાને તૈયાર થયા છો? આશ્રમમાં તો મેં કદિ આવો વેશ જોયો નથી.

**વાલ્મીકિ**—આજ એક વાત કહેવાને આવ્યો છું.

**વાસન્તી**—ઋષિવર! કહો જો, એ શી વાત છે.

**વાલ્મીકિ**—જાણો છો, એ શી વાત છે? કોઇ મોટી વાત નથી-પરંતુ કહીશ તો કદાચ તમને બહુ નવાઈ લાગશે.

**વાસન્તી**—કેમ ?

**વાલ્મીકિ**—સાંભળો. હું બે દિવસને માટે પરદેશ જવા ચાહું છું.

**વાસન્તી**—એ તો હું પહેલેથી જ જાણી ગઈ હતી.

**સીતા**—ઋષિવર, પરદેશ ? ક્યાં-કયે દેશ ?

**વાલ્મીકિ**—ક્યાં ?-ઉત્તર સાંભળીને તમને અવશ્ય અચરજ લાગશે. બહુ છેટે નહિ--આ અયોધ્યા સુધી જઈશ.

**સીતા અને વાસન્તી**—અયોધ્યા સુધી ?

**વાલ્મીકિ**—મેં કહ્યું નહોતું કે અચરજ લાગશે? એ ન કહ્યું હોત તો જ ઠીક હતું.

**સીતા**—અયોધ્યામાં કેમ જાઓ છો ?

**વાલ્મીકિ**—વળી એનો એ જ પ્રશ્ન 'કેમ ?'! અરે, મગજમાંથી જતું રહ્યું; ઘડપણમાં આવી બહુ જ ભૂલો પેદા થઈ જાય છે. અયોધ્યામાં—હાં હાં–આમંત્રણ છે.

**સીતા**—આમંત્રણ શાનું ?

**વાલ્મીકિ**—બ્રહ્મ-ભોજનનું આમંત્રણ છે. હું જેનો બહુ ભારે ભક્ત છું, તે રઘુપતિ અશ્વમેધ યજ્ઞ કરે છે.

**વાસન્તી**—(વિચાર કરીને)-હાય અભાગણી સીતા !

**વાલ્મીકિ**—કેમ, સીતા શાની અભાગણી ?

**વાસન્તી**—મહર્ષિ ! એ યજ્ઞમાં રામની સહધર્મિણી પત્ની કોણ હશે ? હું આપના જ મુખેથી પહેલાં ઘણી વાર

સાંભળી ચૂકી છું કે યજ્ઞમાં સ્ત્રી હોવાની જરૂર છે; સ્ત્રી વિના યજ્ઞ થઈ શકતો નથી.

**વાલ્મીકિ**-(મનમાં)—હું મોટો મૂર્ખ છું. એ વાતનો તો મેં પહેલાં વિચાર જ કર્યો નહિ. મેં આ બંનેની આગળ યજ્ઞની વાત જ શું કામ કાઢી? (જાહેર) પુત્રી, મને ખ્યાલ જ રહ્યો નહિ, કે તું યજ્ઞની રીત જાણે છે. માત્ર એટલું જ સાંભળ્યું છે, કે રામચંદ્ર અશ્વમેધ યજ્ઞ કરવાને તૈયાર થયા છે. એ નથી જાણતો કે એમની સહધર્મિણી કોણ છે. એ જાણવાને અને રામને લવ-કુશના જન્મની હકીકત કહેવાને હું અયોધ્યા જઉં છું. ફક્ત જે વિહિત અને ઉચિત છે,તે જ હું કરીશ. જેથી લવ-કુશને રાજ્યનો અધિકાર મળે એવો જ યત્ન કરીશ. રામે ફરી લગ્ન કર્યું છે, એ સાંભળીને હું કેવી રીતે અહીં છાનોમાનો બેસી રહી શકું? બેટા, ધીરજ ધરો. હજી યજ્ઞનો આરંભ નથી થયો.

**સીતા**—પધારો મહાભાગ, મારા પુત્રોના ભલાને માટે જે યોગ્ય જણાય તે કરશો; પરંતુ રઘુવરને મારી કંઈ જ ખબર ન કહેતા. મહર્ષિ! મારી આપને એ જ પ્રાર્થના છે, કે એમની આગળ મારી કંઇ જ વાત ન કાઢતા. આપને એ માટે વચન આપવું પડશે.

**વાલ્મીકિ**—હું એ માટે વચન આપું છું, પરંતુ રામ સીતાને ભૂલી જાય એ કેવળ ન બનવા જેવું છે. હું રામને સારી રીતે ઓળખું છું. મેં 'રામાયણ' નકામું નથી

લખ્યું. જો હું ત્યાં જઈને નિરાળો જ ઢંગ જોઇશ, જોઈશ કે રામ સીતાને ભૂલી ગયા છે, તો હું મારા રચેલા ગ્રંથ-રામાયણ-ના ચૂરેચૂરા કરીને તેને પાણીમાં ફેંકી દઈશ. આ હું ખરૂં કહું છું. સીતા અને વાસન્તી, તમે અહીં સુખ-પૂર્વક રહેજો; હું જલ્દી પાછો આવીશ.

**વાસન્તી**—ઋષિવર ! તો લવ-કુશને લઇ જશો ?

**સીતા**—મારા જીવનનો છેલ્લામાં છેલ્લો આધાર, મારી આંખોના તારા, એ બાળકો પણ જશે ? ઠીક, જાઓ, લઈ જાઓ—આ હૃદયે બહુ બહુ સહ્યું છે, વધારામાં એ પણ સહી લેશે ! મારૂં હૃદય ભલે જ ચૂરેચૂરા થઈ જતું, એ બાળકોને તો સુખ પ્રાપ્ત થશે.

**વાલ્મીકિ**—ના, હમણાં તેઓ અહીં રહેશે. મને આશા છે, કે પાછો આવીને હું પુત્રોને અને સાથે એમની માતાને પણ લઇને ત્યાં જઇશ. ઠીક, તો જઉં છું.

**સીતા અને વાસન્તી**—પિતાજી, અમે આપને પ્રણામ કરીએ છીએ.

[ વાલ્મીકિ બંનેને આશીર્વાદ દઇને જાય છે. ]

**સીતા**-( આંસુ સાથે ગદ્દગદ અવાજે )-વાસન્તી ! વાસન્તી !

**વાસન્તી**—બેન-અભાગણી ! સીતા !—

[ સીતાને હૃદયસરસી ચાંપે છે. ]

## પ્રવેશ ચોથો.

સ્થળ—વનની અંદરનો ભાગ.

સમય—સવારનો.

[ લવ અને કુશ. ]

લવ—મેં એક ધોળા રંગનો ઉંચી જાતનો ઘોડો પકડયો છે.

કુશ—ક્યાં છે ?

લવ—પેલા તાડના ઝાડ તળે દેખાય છે ને ? પેલા લતામંડપમાં બાંધી રાખ્યો છે.

કુશ—એ ઘોડો કોનો છે ?

લવ—મને શી ખબર, કે કોનો ઘોડો છે !

કુશ—ચાલો, એની પાસે જઇને જોઇએ. ( ઘોડાની નજીક જઈને ) આ કંઈ જંગલી ઘોડો નથી. કોઈ સૈનિકનો હશે.

લવ—હોય, સંભવિત છે.

કુશ—નક્કી એમ જ છે. મારે કાને હમણાં જ જાણે લશ્કરના કોલાહલ જેવું પડયું હતું. સમુદ્રની ભરતી જેવો વિશાળ ગંભીર નાદ હમણાં જ સાંભળી ચુકયો છું. બપોરે આકાશમાં પુષ્કળ ધૂળ પણ છવાયેલી જોવામાં આવી હતી.

આ રસ્તે કહિયે કોઈ સૈન્ય આવ્યું જાણ્યું નથી. આજ કેમ આવતું હશે ?

લવ—તેની મને શી ખબર ?

કુશ—નાહકનો ઝઘડો ઉભો કરવાની કાંઇ જરૂર નથી. શાન્તિથી રહેવું સારૂં છે. બહુ જ સંભવિત છે, કે કોઇ રાજાનું સૈન્ય દિગ્વિજય કરવાને માટે આ રસ્તેથી જતું હોય. લવ, ઘોડાને છોડી દો.

લવ—કુશ, શા માટે છોડી દઉં ?

કુશ—અરે ભાઈ, એ પરાયો ઘોડો છે. આપણો તેના પર શો હક છે ?

લવ—ભલે પરાયો હોય. એ લોકોએ શા માટે આમ આશ્રમમાં ઘોડાને છૂટો મૂકી દીધો છે ?

કુશ—મારૂં કહેવું નહિ સાંભળો ?—પાછળથી એ ઘોડાને માટે કોઈ તકરાર ઉભી થશે. મને કઈ દહાડાથી ખબર છે, કે તમે મારૂં કહ્યું નહિ સાંભળો. જઉં, માજીને બોલાવી લાવું.

[ જાય છે. ]

લવ—( ઘોડાની પાસે જઇને )—આ ઘોડો ઘણો જ શોભીતો છે. એની આંખો ઉજળી, ચળકતી અને મોટી મોટી છે. મોં નાનું છે. કાન ઉંચા છે. રૂવાં કોમળ અને ખૂબ ચીકણાં છે. લલાટ ઉંચું છે. ગરદન ફૂલેલી છે. કાંધ

માંસથી ભરેલી છે. છાતી પહોળી છે. પગ લાંબા અને મજબૂત છે. પીઠ ઉંચી અને પહોળી છે. પૂંછડી ગુચ્છાદાર છે. પાછલો ભાગ પહોળો અને ભારે છે. કાંધપર શોભીતી કેશવાળી છે. આ પશુ સુંદર, શાન્ત અને કેળવાયેલું હોવા છતાં પણ તેજીના જોરે અસ્થિર અને વ્યગ્ર બની રહ્યું છે. આ ઘોડો તેજદાર, તાકાતદાર અને સુંદર છે. પેલો આવે છે તે એનો માલીક હોય એમ લાગે છે.

[ એક સૈનિક પ્રવેશ કરે છે. ]

સૈનિક—ઘોડો તમે પકડયો છે ?

લવ—હા, મેં પકડયો છે.

સૈનિક—એ રાજાનો ઘોડો છે; એને છોડી દો.

લવ—એ કોનો ઘોડો છે ?

સૈનિક—અયોધ્યાના રાજાનો.

લવ—( આશ્ચર્યથી )—રામચંદ્રનો ?

સૈનિક—હા.

લવ—બહુ સારૂં !

સૈનિક—બહુ સારૂં ?–તો પછી એને છોડી દો.

લવ—શા માટે છોડી દઉં ? રામનો ઘોડો આ આશ્રમના વનમાં કેમ આવ્યો ?

સૈનિક—કેમ આવ્યો ? તમે સાંભળ્યું નથી, કે રામચંદ્રે અયોધ્યામાં અશ્વમેધ યજ્ઞ કરવા માંડયો છે !

લવ—ના, એ અશ્વમેધની વાત મેં નથી સાંભળી. એ તે શી એવી મોટી વાત છે? એ સાંભળવા સાથે અમારે શી નીસ્બત?

સૈનિક—જે ઘોડા પકડે તેને બંડખોર ગણવામાં આવે છે.

લવ—એમ? તો મને મોટો બંડખોર ગણી લો.

સૈનિક—તમે કોણ છો?—ગંડુ! તમે બંડખોર છો?

લવ—હા.

સૈનિક—(હસીને)—તમે મહારાજ રામચંદ્ર સાથે યુદ્ધ કરશો—કેમ?

લવ—હા યુદ્ધ કરીશ.

સૈનિક—તમારૂં સૈન્ય કયાં છે!

લવ—સૈન્યની શી જરૂર છે?

સૈનિક—એકલે હાથે તમે મહારાજ રામચંદ્રની અસંખ્ય સેના સાથે યુદ્ધ કરશો?

લવ—હા, એકલો યુદ્ધ કરીશ. એમાં તમને નવાઈ શી લાગે છે?

સૈનિક—હે બાળક! ખબર છે, કે યુદ્ધ એટલે શું?

લવ—જોઇ જુઓ, ખબર છે કે નહિ.

સૈનિક—(વિસ્મયથી)—તમે તપસ્વીના બાળ છો?

લવ—નહિ, હું ક્ષત્રિય રાજકુમાર છું.

સૈનિક—ક્ષત્રિય છો? છતાં હજી બાળક છો.

લવ—નહિ, હું બાળક નથી!

સૈનિક—(હસીને)—બાળક નથી? તો શું જુવાન છો?—કેમ, ખરેખરૂં કહો છો, યુદ્ધ કર્યા વિના રાજાનો ઘોડો નહિ આપો?

લવ—કદિ નહિ.

સૈનિક—ઠીક, તો યુદ્ધ કરો.

લવ—કોની સાથે?

સૈનિક—અત્યારે હું જ તમારી સામે ખડો છું—મારી સાથેજ યુદ્ધ કરો.

લવ—તમારી સાથે? તમે રામચન્દ્ર છો?

સૈનિક—ના. હું એમનો દાસ છું.

લવ—રાજપુત્ર છો?

સૈનિક—ના, રાજપુત્ર પણ નથી.

લવ—હું રાજપુત્ર છું. હું રાજા કે રાજપુત્ર સિવાય બીજા કોઇની સાથે યુદ્ધ નહિ કરૂં. તમારા સ્વામી રાજા રામચંદ્રને બોલાવી લાવો.

સૈનિક—ઉદ્ધત છોકરા! રામચન્દ્ર સાથે યુદ્ધ કરશે? મૂઢ! આ દૂધ પીતું બાળક, એ રાવણવિજયી મહારાજ રામચન્દ્રની સામે રણમાં ખડું રહેશે? અજબ સાહસ!

લવ—રામચન્દ્રે ખરેખાત રાવણને જીત્યો છે? સ્ત્રી-ની હત્યા કરવા વિષે તો બેશક એમના અદ્દભુત પરાક્રમની વાત સાંભળી છે! ઓથે ઉભા રહીને કિષ્કિન્ધામાં વાલી વાનરને માર્યો—એ પણ બેશક એમનું અદ્દભુત પરાક્રમ છે! રામ બેશક વીર છે—જંગલી વાનરો અને રીંછો ભેગાં કરીને એમની મદદથી રાવણને મારનાર રામ ખરે-ખર મહાન્ વીર છે! ખેર, ગમે તેમ હો; રામચન્દ્ર રાજપુત્ર છે—અને, કંઈક યુદ્ધ જાણવાનું એમને અભિમાન પણ છે. તો તમે જાઓ, રામચન્દ્રને યુદ્ધ કરવા માટે બોલાવી લાવો, જોઉં તો ખરો, એ કેવા મોટા પરાક્રમી છે.

સૈનિક—રામચંદ્રે તો યજ્ઞની દીક્ષા લીધી છે અને તેથી તેઓશ્રી અત્યારે અયોધ્યામાં છે. અહીં એમના સેનાપતિ આવેલા છે.

લવ—એમના સેનાપતિનું શું નામ છે?

સૈનિક—એમનું નામ શત્રુઘ્ન છે.

લવ—(હરખથી)—શત્રુઘ્ન નામ છે? એય ઠીક રમુજ છે!

સૈનિક—રમુજ?

લવ—ના, આશ્ચર્ય! એ સેનાપતિએ કહિ યુદ્ધ કર્યું છે? મેં તો નથી સાંભળ્યું. ઠીક, એમને બોલાવી લાવો. ગમે તેમ હોય તોપણ તે રાજપુત્ર તો છે. રામ નહિ આવે?

સૈનિક—રામચન્દ્રને લાવવાનું શું કામ છે?

લવ—એમનું નામ સાંભળ્યું છે. એક વાર એમને જોવાને મન લલચાય છે.

સૈનિક—આ ઘોડો નહિ આપો? તો શું મારે સેનાપતિને બોલાવી લાવવા પડશે?

લવ—નહિ તો શું હવાની સાથે કદિ બાથ ભીડી જાણી છે? રાજપુત્ર લવ સાધારણ સિપાઇની સાથે યુદ્ધ નથી કરતો.

સૈનિક—આ તો ઠીક રમુજની વાત આજે થઈ.

લવ—કંઈ ફિકર નહિ. ધીરે ધીરે મામલો ન કળાય એવી રીતે ગંભીર બની જશે. ( જાય છે. )

સૈનિક—ઠીક તો જેવી મરજી.

લવ—જોઉં તો ખરો, અયોધ્યાના વીર કેવી રીતે યુદ્ધ કરે છે. લડાઈનું નામ સાંભળતાં જ મારા અંગે-અંગમાં, નાડીએનાડીમાં ઉનું લોહી ઉછળી રહ્યું છે. આજ હું રણરંગમાં મસ્ત બની ખેલીશ. મારા બંને હાથ ઉંચા-નીચા થઈ રહ્યા છે. આજ રણસમુદ્રના તરંગોમાં તરવાનો પહેલો જ દિવસ છે. હું જે અસ્ત્રવિદ્યા શીખ્યો છું તેને અજમાવવાની આ પહેલી જ તક પ્રાપ્ત થઇ છે. જોઉં, તે મને કેવી અને કેટલી સાધ્ય થઇ ગઈ છે!

[ સીતા પ્રવેશ કરે છે. ]

સીતા—લવ !

લવ—કેમ, માજી !

સીતા—તેં ઘોડો કેમ પકડી રાખ્યો છે ?

લવ—મા, એ ઘોડો આશ્રમના વનની અંદર ઘૂસી ગયો, તેથી મેં તેને પકડી લીધો.

સીતા—ઘોડો લઈને તું શું કરીશ ?

લવ—તેના ઉપર સવારી કરીશ.

સીતા—હમણાં કોઇ ઘોડાને શોધતો આવશે તો ?

લવ—થોડીવાર પહેલાં જ એક સિપાઈ આવ્યો હતો. મેં તેને રોકડું પરખાવી દીધું છે, કે યુદ્ધ કર્યાં સિવાય ઘોડો પાછો નહિ મળે.

[ ગાભરો બનેલો કુશ અને બીજા મુનિકુમારો પ્રવેશ કરે છે. ]

કુશ—મા ! મા ! એક બહુ જંગી લશ્કરે આવીને આપણા આશ્રમને ચારે તરફથી ઘેરી લીધો છે. મને લાગે છે, કે આ ઘોડાને પકડીને, લવ ભારે અનર્થ પેદા કરી મૂકશે.

લવ—કુશ ! તમે નીરાંતવા બનીને બેઠા રહો; લડનારો હું ખડો છું. કંઇ જ ડરવા જેવું નથી.

કુશ—અસંખ્ય સેના આવતી જાય છે. તમે એકલા શું કરશો ? સાંભળો, આ કેવો હલ-મલાટ મચી રહ્યો છે. હજી પણ કહું છું લવ, ઘોડાને છોડી દો.

સીતા—હા બેટા, છોડી દે.

**લવ**—નહિ મા ! હું કહી ચૂકયો છું, કે યુદ્ધ કર્યા વિના એ ઘોડો નહિ આપું. ચાહે દેહ રહે, ચાહે જાય; પણ ઘોડાને તો નહિ જ છોડું. ક્ષત્રિયના બાળકની પ્રતિજ્ઞા રદ જશે ? મા, તમે શું એ પસંદ કરો છો ? ( કુશને ) જાઓ. યુદ્ધ થવા દો. ( સીતાને ) જાઓ મા જાઓ. ભલે રહી અગણિત સેના. હું ક્ષત્રિય વીર છું. એકલો લવ સો સેનાપતિ જેવો છે.

**સીતા**—લવ, તું શું એક ઘોડાને માટે યુદ્ધ કરીશ ?

**લવ**—હા, યુદ્ધ કરીશ—જંગ મચાવી મૂકીશ.

**સીતા**—આ અક્ષૌહિણી દળની સાથે ?

**લવ**—હા, અક્ષૌહિણી દળની સાથે.

**સીતા**—એકલો ?

**લવ**—હા, એકલો.

**કુશ**—એ તારી મૂઢતા છે !

**સીતા**—(મનમાં)—એ રઘુબરના જેવો જ તેજ છે. એવી જ એની દઢ પ્રતિજ્ઞા છે ! દર્પ પણ એવો જ છે અને ઢંગ તો જાણે એ જ જોઇ લો ! ગર્વથી એવાં જ નસ્કોરાં ફૂલી રહ્યાં છે ! બરાબર જ રામચંદ્ર જેવી સચોટ વીરતા જણાવનારા ભાવો છે—પહોળી છાતી ફૂલી રહી છે ! આંખોમાં એવું જ તેજ છે ! એવો જ પોતાની જાતના બળ પર અટલ અને મક્કમ છે ! બરાબર રાઘવનું જ પ્રતિબિંબ આ બાળક

છે ! ( જાહેર ) બેટા, તું ક્ષત્રિય વીર છે, તું રાજપુત્ર છે,– જાઓ બેટા, યુદ્ધ કરો. હું ક્ષત્રિય–રમણી છું. તારા યુદ્ધના ઉત્સાહમાં અડચણ નહિ નાંખું–હું મારાં ચરણની રજ તારા મસ્તકે લગાવી આશીર્વાદ આપું છું. જો હું સાધ્વી સતી છું–જો હું પતિવ્રતા છું, તો તું મારા આશીર્વાદથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકના વીર પુરુષોને હરાવી હાંકી મૂકીશ.

[ જાય છે. ]



## પ્રવેશ પાંચમો.

સ્થળ—વનનો બીજો ભાગ.

સમય—બપોરનો.

[ લડવૈયાના વેષે લવ અને શત્રુઘ્ન ઉભા છે. શત્રુઘ્નની બાજુમાં ઘણા સૈનિકો છે. ]

**શત્રુઘ્ન**—છોકરા–ઉદ્ધત બાળક—હથિયાર છોડી દે. બચ્ચા! તને કદાચ હજી સુધી એ વાત સમજાઇ નથી, કે યુદ્ધ ખેલ નથી!

**લવ**—યુદ્ધ ખેલ નથી? સેનાપતિજી! હું તો યુદ્ધને ઓછામાં ઓછું મારે માટે–ખેલ જ સમજું છું.

**શત્રુઘ્ન**—તને ખબર છે–શસ્ત્રના વાગવાથી શરીરમાં ઘા પડે છે અને ઘા પડયા પછી તેમાંથી લોહી વહે છે? તેં કદિ ખૂન થતું દીઠું છે? કદિ તરવારના ઝટકાથી ધડ ઉપરથી માથું જુદું થતાં જોયું છે?

**લવ**—હે વીર! જો ખરૂં કહેવરાવતા હો તો મેં મારૂં માથું કદિ ધડથી જુદું થતાં નથી જોયું! અને, કદિ મારા શરીરમાં ઘાથી થતી પીડા નથી અનુભવી!

**શત્રુઘ્ન**—તો પછી યુદ્ધ કરવાનું માંડી વાળો. તું હજી કેવળ બાળક છે. તારૂં આ નાજુક શરીર શસ્ત્રના ઘા ખમ-

વાને યોગ્ય નથી–ખોળામાં લઇને હુલાવવાને યોગ્ય છે– સ્નેહપૂર્વક હૃદય સાથે ચાંપવાને યોગ્ય છે !—આ કિશોર કોમળ શરીર ઉપર શસ્ત્રનો ઘા !–શિવ શિવ !–આ તારૂં મુખ ચૂમવાને યોગ્ય છે ભાઈ!—મહારાજનો ઘોડો પાછો આપી દો અને નિરાંતે તમારી માના ખોળામાં જઇને ખેલ-કૂદ કરો ! તમે હજી સુકુમાર છો !

લવ—યુદ્ધ કર્યા વિના હું ઘોડો નહિ આપું–સમજ્યા ? શત્રુઘ્ન, તમે શું ઉંઘમાં છો ? કે બહેરા છો ? તો સાંભળો–( જોરથી ) એ નક્કી જાણો, કે હું યુદ્ધ કર્યા વિના ઘોડો નહિ આપું—નહિ આપું–નહિ આપું ! હવે સાંભળી લીધું ?

શત્રુઘ્ન—(હસીને)—જો તું કેવળ એવી જ હઠ લઇ બેઠો છે, તો પછી હું લાચાર છું. બહુ સારૂં, તરવાર કાઢો.

[ બંને તરવારથી યુદ્ધ કરે છે. શત્રુઘ્ન ફક્ત પોતાની જાતને બચાવે છે.]

શત્રુઘ્ન—ધન્ય છે. બાળક તારી અસ્ત્રશિક્ષા, કુશળતા અને સ્ફુર્તી વખાણવા યોગ્ય છે. લવ, થોભી–જાઓ.

લવ—( થોભીને )—તો તમે હાર્યા એમ કબૂલ કરો છો–કેમ ?

શત્રુઘ્ન—સારી વાત છે. હું મારી હાર કબૂલ કરૂં છું. યુદ્ધ કરવું છોડી દો વીર, અને ઘોડો પાછો આપી દો.

લવ—ના, તમે હસો છો.–જો બળ હોય તો ઘોડાને

લઈ જાઓ. લડાઈમાં મને હરાવ્યા વગર તમને એ ઘોડો નહિ મળી શકે. આવી જાઓ, યુદ્ધ કરો.

શત્રુઘ્ન—ઠીક, તો એમ થવા દો. સારી વાત છે. તું બાળક છે એ વાત નક્કી, પરંતુ તારા શરીરમાં સિંહના જેવું પરાક્રમ રાખી રહ્યો છે; તેં યથાવિધિ અસ્ત્રશિક્ષા પણ મેળવી છે. લવ, તારી સાથેની કુશળતાની પરીક્ષામાં શરમાવા જેવું કંઈ જ નથી.—ઝાલો, હાથમાં હથિયાર ઝાલો.

લવ—તમે વીર છો. તમે આગળ આવીને ઘા કરો.

[ યુદ્ધ શરૂ થાય છે. શત્રુઘ્ન ઘાયલ થઇને અને મૂર્છા ખાઇને પૃથ્વી પર ઢળી પડે છે. આ વખતે સઘળા સૈનિકો લવ ઉપર હૂમલો કરે છે. લવ એમની સાથે લડતો લડતો બહાર નીકળી જાય છે. ]

[ કેટલાક સૈનિકો ફરીને પ્રવેશ કરે છે. ]

૧ સૈનિક—આ શું !—શું સેનાપતિના માથામાં ચોટ લાગી છે ?

શત્રુઘ્ન—ચોટ ?–જેવી તેવી નહિ, સખત ચોટ છે !

૨ સૈનિક—તો પછી તંબુમાં લઈ ચાલો.–આ શું, આ શોરબકોર શો ?

[ ઘણા સૈનિકો પ્રવેશ કરે છે. ]

૩ સૈનિક—ગજબ થઈ ગયો બાપુ ! ભયથી બાવરૂં બનેલું આખું લશ્કર ‘ શત્રુઘ્ન માર્યા ગયા ’ એવું સાંભળીને દોડતું અયોધ્યા તરફ જઈ રહ્યું છે ! વીરકુલ શ્રેષ્ઠ નિર્ભય લવ એકલો કાર્તિકેયની પેઠે એ લશ્કરની પૂંઠ પકડી રહ્યો છે !

બીજા સૈનિકો—ધન્ય છે, લવ ધન્ય છે !

શત્રુઘ્ન—તો આ ભયથી બાવરી બની અયોધ્યા તરફ નાશી જતી આપણી સેનાનો શોરબકોર છે ? ધિક્કાર છે ! ધિક્કાર છે ! અયોધ્યાના સઘળા ક્ષત્રિય વીર કાયર છે ! સિંહની પેઠે એકલા બાળક લવે આજ ઘેટાંની પેઠે રામની આખી ક્ષત્રિય સેનાને ભગાડી દીધી ! હા ધિક્કાર છે !

૧ સૈનિક—તંબુમાં લઈ ચાલો. સેનાપતિને બહુ જ જબરી ચોટ લાગી છે !

[ શત્રુઘ્નને લઇને સઘળા સૈનિકો જાય છે. ]

૨ સૈનિક—( જતાં જતાં )-એ બાળકની શસ્ત્રવિદ્યાને ધન્ય છે ! બાહુબળને ધન્ય છે ! એ ક્ષત્રિય-તાપસ બહુ જ મોટામાં મોટો વીર છે !

[ લવ પ્રવેશ કરે છે. ]

લવ—બધા નાશી ગયા ! રાજાની સેનાનો પત્તો નથી ! અસંભવિત સંભવિત થઈ ગયું ! આને યુદ્ધ કહે છે ?—આ તો બાળકોના ખેલ માત્ર છે. આશ્રમ ભણી જઉં, દહાડો પૂરો થવા આવ્યો છે.

( જાય છે. )



## પ્રવેશ છટ્ઠો.

**સ્થળ**—મહેલની અગાશી.

**સમય**—મધરાતનો.

[ રામ એકલા. ]

**રામ**—ચંદ્રમા અસ્ત પામ્યો ! દૂર આકાશમાં સપ્તર્ષિના તારાનું મંડળ નીચે ઉતરતું જાય છે. નીલરંગી આકાશ સ્થિર, શાન્ત અને સ્વચ્છ છે. આકાશના નીલા હૃદયમાં લાખો સ્થિર તારાઓ ચમકી રહ્યા છે. ઘોર આકાશના અંધકારમાં અનંત પ્રકાશનું રાજ્ય નજરે પડે છે, અને તે જાણે મૃત્યુના ઉપર વિજય પ્રાપ્ત કરનાર પ્રેમનું રાજ્ય હોયનિ ! એમ જણાય છે. સંસારભરમાં શમશમાકાર છવાઇ ગયો છે. માત્ર, પણે દૂર સરયૂના પ્રવાહનો હંમેશાં થયા કરતો ખળખળ અવાજ અનન્ત વિલાપના જેવો સંભળાઈ રહ્યો છે. દૂરના શમશમાકારમાં અસ્પષ્ટ કરુણા સમાન એનો પડઘો સંભળાય છે. સડકો ઉપર મનુષ્યનું નામે નથી. વાસેલાં ઘરબાર ચિત્રામણ જેવાં નજરે તરે છે. નગરવાસી જનો સુખે સૂઈ રહ્યાં છે. માત્ર એમના રાજાની આંખમાં ઉંઘ નથી.—અત્યારે આળસની ઘેરી ખુમારીમાં આંખો મીચાતી આવે છે.—સીતા !

સીતા ! આવ. આ જાગતાઉંઘતાની વચલી સ્થિતિમાં આવી ચઢ.–પ્રેમથી નહિ, દયાથી આવ. આજે તું ચાહે જીવતી હોય, ચાહે મરી ગઈ હોય; આવ–આવી જા. (જોરથી) સીતા ! સીતા ! સીતા !

[ સ્વપ્નમાં છાયારૂપે સીતાની મૂર્તિ પ્રવેશ કરે છે. ]

**રામ**—એ જ એ મૂર્તિ છે ! એવી જ દયારહિત, એવી જ સ્થિર પત્થરની પ્રતિમા છે ! જાણે આ પૃથ્વી પરની ચીજ નથી–જાણે જીવતી કે જાગતી નથી ! અત્યંત ઉદાસ ભાવથી ભરેલી એ જ ઠંડી હીમ જેવી હોઠમાં સૂકા હાસ્યની રેખા છે. આંખોમાં એ જ નિસ્તેજ, સ્થિર, ઉંડે આકાશમાં ચોંટાડેલી, રાગ–વિરાગ–આનંદ આદિ ભાવો વિનાની શૂન્ય દૃષ્ટિ છે. ( ઘુંટણીએ પડીને ) સીતા ! પ્રાણેશ્વરી ! પ્રિયે ! આજે દયા કરીને આવ્યાં છો તો લગાર તો કાંઈ બોલો ! હું અત્યંત તીવ્ર પશ્ચાત્તાપની હોળીમાં સળગ્યા કરૂં છું. મારો અપરાધ ક્ષમા કરો. મોંએથી બોલો. અરાઢ વરસ થઈ ગયાં–આ ભડભડ થતી હૃદયની આગમાં હું એક સરખો સળગતો રહ્યો છું ! દેવી ! પ્રિયે ! પ્રાણેશ્વરી ! ત્યાં ક્યાં દૂર દિગન્તમાં એકીટસે જોઈ રહ્યાં છો ?–પાષાણ પ્રતિમા ! આમ જો. આ દુર્બળ, હાડમાળ બની ગયેલા ક્ષીણ શરીર તરફ જો !–કંઈક તો મોંએથી બોલ ! માત્ર એટલું જ બોલી દે, કે " માફ કરી દીધું "–ફક્ત એટલું જ—

[ સીતાનું છાયારૂપ દૂર ખસી જાય છે. ]

—ક્યાં જાઓ છો ?—જાઓ નહિ—આટલા દહાડાથી આ હૃદયમાં ભડભડાટ કરતી રાવણની ચિતા સળગી રહી છે !

બોલો—બોલો,—સીતા, જાઓ નહિ—

[ સીતાનું છાયારૂપ ઉડી જાય છે. ]

—સ્વપ્ન ઉડી ગયું ! ઓઃ શી કાળી અગન ! મસ્તકમાં કેવી વેદના ! લોહીમાં જાણે આગ વહી રહી છે—આ શું ? ઓચીંતી આંધીની પેઠે ઠંડો પવન જોરથી ફૂંકાવા લાગ્યો. અચાનક આકાશમાં દૂર સુધી ઘનઘોર વાદળ ચઢી આવ્યું. વીજળી ચમકી રહી છે. ઉપરાઉપરી, વજ્રનો કડકડાટ થતો સંભળાય છે. ઉંડા—બહુ જ ઉંડા અંધકારનો પડદો પૃથ્વી પર પડી ગયો. વિશ્વભરમાં મૃત્યુની છોળ ઉછાળા મારી રહી છે.

—ભયંકર મધરાત ! એ મને ભળતી જ છે. હે મારી સહચરી ! ભયંકર પ્રલય કરવાવાળી રાત ! હે ભયંકર રૂપવાળી મારી સખી ! મારૂં હૃદય જેવું અખંડ ઉજાગરા, અશાન્તિ, ચિન્તા, અનન્ત અંધકાર અને ભયાનક હાહાકારથી ભરપૂર છે, બરાબર તેવી જ દશા આ તારી પણ છે. આપણ બે જણની ઠીક જોડી જામી છે ! આજ હું પણ તારી સાથે આ તોફાનના ભયાનક તરંગોમાં, નિરાશાના અંધકારમાં અટવાયાં કરીશ.

—કેવી ઘોર રાત્રી છે! દશે દિશાઓને ઘેરી લેતી વર્ષા પૃથ્વી પર વરસી રહી છે! વારંવાર વાદળની વચ્ચે વીજળી ચમકારો મારી ચાલી જાય છે. વરસતા વરસાદે, પીળચટી મધરાતના સમયે, પૃથ્વી પર એ વીજળીનો ચમકારો જાણે પ્રલયકાળનો પ્રકાશ હોયનિ! એવો જણાય છે. વીજળીનો કાટકો કાળના વિકરાળ આર્ત્તનાદની પેઠે હુંકાર કરતો કડેડાટ એક મેદાનથી બીજા મેદાનમાં પસાર થઈ જાય છે.–બલિહારી!–હે ભીષણ ભૈરવી રાત્રિ! તું ભયંકર હુંકારથી નગ્ન આનંદની સાથે, પ્રલયના ભયાનક તાલ સાથે તાલ દઇને, નાચ–ખૂબ નાચ.



# અંક પાંચમો.

## પ્રવેશ પહેલો.

**સ્થળ**—દંડકવન, વાલ્મીકિનો આશ્રમ.
**સમય**—ત્રીજા પહોરનો.

[ સીતા, વાસન્તી, લવ અને કુશ. ]

**સીતા**—બેટા, લવ, આજ તેં ગજબ કરી નાંખ્યો! તેં મને એ કેમ ન કહ્યું, કે એ બધી સેના રાઘવની છે? તેં કેમ ન જણાવ્યું, કે રામચંદ્રના ભાઇ શત્રુઘ્ન એના સેનાપતિ છે?

**વાસન્તી**—રામચંદ્ર તમારા પિતા છે, શત્રુઘ્ન તમારા કાકા છે.

**લવ**—રામચંદ્ર અમારા પિતા છે? માજી! આજ સુધી તમે એ વાત તો મને કરી નથી!

**સીતા**—મારાં સર્વનાશી રાક્ષસીનાં એ ઘરમાં પગલાં થયાં ત્યારથી તેનું અનિષ્ટ અને અવળું થતું આવ્યું છે! હાય, મારા જેવી અભાગણી સ્ત્રી કોણ હશે?

**કુશ**—રામચંદ્ર, અયોધ્યાના રાજા રામચંદ્ર–અમારા પિતા છે. અને તું એમની ઘરમાંથી કાઢી મૂકાએલી સ્ત્રી અભાગણી સીતા છે ?

**સીતા**—હા બેટા કુશ ! હું અભાગણી, ગોઝારી, પાપણી, તેમની ઘરમાંથી કાઢી મૂકાયેલી સ્ત્રી છું. રાઘવ જ આ અભાગણીના સ્વામી છે. હાય વિધાતા !—આ વાત કહેતી વખતે મારા માથા પર વીજળી કેમ તૂટી નથી પડતી !–બેટા કુશ, આ હકીકત સાંભળીને શું તને તારી મા પર તિરસ્કાર વછૂટે છે ? હું ખરેખર રઘુકુળમાં અ-કલ્યાણ, ઘોર કલંક, કજીઓ, કંકાસ, કુસંપ અને અશાન્તિ ઉત્પન્ન કરનારી છું. મારે કારણે વાલીને મારવાનું પાપ થયું; મારે કારણે લંકાનું યુદ્ધ થયું; આજ આ શત્રુઘ્ન ભયંકર રીતે ઘાયલ થઈ પડયા છે તેમાં પણ હું જ નિમિત્તરૂપ છું. મેં જ ઈક્ષ્વાકુવંશના ઘરમાં આ રીતે અનર્થ ઉપજાવ્યો છે. દુકાળ, મહામારી, હાહાકાર, સર્વ-નાશ વગેરે સઘળા અનર્થોનું મૂળ હું છું. હું પાપ અને અભિશાપ છું. હું અયોધ્યાને માટે ધૂમકેતુ છું.–બોલો બેટા, શું તમને મારા પર ધિક્કાર આવે છે ? હું ઘરમાંથી ધુતકારી કઢાએલી છું; દેવ જેવા મારા સ્વામીએ મને ઉતારી ફેંકી દીધેલા નકામના જુના ફાટાતૂટા લૂગડાની પેઠે તજી દીધી છે. આજ હું નીચી મુંડીએ એ સઘળું કબૂલ કરૂં છું. બેટા, તમને શું તમારી મા તરફ કમકમાટી ઉપજે છે ?

કહો બેટા કુશ–બોલો બેટા લવ.—તમે તો છેક જ અવાક્ બની બેઠા છો. ના ના, મારા પુત્રો ! મારા તરફ અણગમો ન લાવો. તમે મારી સાચી પુંજી, મારા જીવનનું સર્વસ્વ, મારી આંખોનાં રતન છો. હું પાપણી છું, અભાગણી છું, છતાં પણ તમારી મા છું. હું ચાહે દીનહીન છું; તો પણ મારા હૃદયનું રક્ત–ધાવણ–આટલા દહાડા ધવરાવીને મેં તમને આવડા મોટા કર્યા છે. મને જોઈને તમને કંપારી વછૂટે છે, એમ ન કહેતા; નહિ તો હમણાં જ મારી છાતી ફાટી જશે.—હજીયે કેમ, કંઈ નથી બોલતા ?—કુશ !–લવ !—

**કુશ**—અભાગણી દુઃખણી મા !

[ જાય છે. ]

**સીતા**—વાસન્તી ! વાસન્તી ! બસ, હવે હદ આવી ગઇ–મારા દુઃખની એ જ હદ છે. એ સિવાય બીજું વિશેષ દુઃખ શું હોઈ શકે ? પુત્ર જ ઉઠીને જ્યારે દુઃખદેણ તિરસ્કારની સાથે અનુકંપા દર્શાવતો પાસેથી ચાલી નીકળ્યો ત્યારે હવે એથી વધારે કઠણ જીવલેણ દુઃખ બીજું કયું હોવું શક્ય છે ? વાસન્તી ! આ છાતી ઉપર જાણે કોઇએ મોટી પત્થરની છાટ મૂકી દીધી છે; આંખોની આગળ અંધારૂં છવાઈ ગયું છે. મને ઝાલો બેન—( મૂર્છા આવે છે. )

**વાસન્તી**—લવ !

**લવ**—મા ! મા !

**વાસન્તી**—લવ ! ઉતાવળા થાઓ, પાણી લઈ આવો. તમારી માતાને મૂર્છા આવી છે !

[ લવ જાય છે અને ફરી પાણી લઇને પ્રવેશ કરે છે. **સીતા**ના મોં પર પાણી છાંટે છે. ]

**વાસન્તી**—બેન **સીતા** ! હું બીજો શો દિલાસો દઈ શકું એમ છું ! શું કહીને ધીરજ આપું !

**લવ**—માજી, ઉઠો-સાવધ બનો; હું તમારો પુત્ર લવ તમને બોલાવી રહ્યો છું. મેં તો તમારો તિરસ્કાર નથી કર્યો; તો શા માટે મારી સાથે નથી બોલતાં ? મા, પહેલાં હું તમને મારા હૃદયમાં રાખતો હતો; આજથી તમે મારા માથા પર ! જનની, તમે મારાં સદાને માટે આરાધ્ય દેવી છો-તમારાં ચરણોની રજ ચાહું છું.

[ પડદો પડે છે. ]



## પ્રવેશ બીજો.

**સ્થળ**—રાજસભા.

**સમય**—સવારનો.

[ રામ, લક્ષ્મણ, ભરત, વસિષ્ઠ, અષ્ટાવક્ર અને બીજા ઋષિયો. ]

**અષ્ટાવક્ર**—મહારાજ ! યજ્ઞની બહુ ભારે તૈયારી થઈ છે. નોતરેલા સેંકડો રાજાઓ મહારાજનાં દર્શન માટે આવ્યા છે.

**રામ**—મુનિવર ! હું કૃતાર્થ થઈ ગયો.

**અષ્ટાવક્ર**—સમુદ્રપર્યંત આખી પૃથ્વીના લોકો ગંભીર નાદથી આપના ગુણોનું કીર્ત્તન કરી રહ્યા છે. બધાના મુખમાંથી ' જય અયોધ્યા પતિ રામચંદ્રની જય," એ જ જયઘોષ સંભળાય છે.

**રામ**—ઘોડો ક્યાં છે?

**લક્ષ્મણ**—મહારાજ ! યજ્ઞનો ઘોડો દંડકારણ્યમાં છે.

**રામ**—કોઇ પણ સામે લડવાને ખડું થયું છે?

**અષ્ટાવક્ર**—અયોધ્યાના મહારાજનો વિરોધી સંસારમાં કોણ છે? દક્ષિણના સઘળા રાજાઓએ શિર ઝુકાવી રાઘવનું ચક્રવર્તીપણું કબૂલ કર્યું છે.

[ દ્વારપાળ પ્રવેશ કરે છે. ]

**દ્વારપાળ**—મહારાજને આશીર્વાદ દેવાને મહર્ષિ વાલ્મીકિ આવ્યા છે.

**રામ**—ક્યાં છે ? જલ્દી સન્માનની સાથે તેમને અહીં લઇ આવ. તેમને કહે, અહીં ઉભો ઉભો એમની આતુરતાથી રાહ જોઇ રહ્યો છું. અથવા ઉભો રહે, હું જાતે જ જઈને એમને લઈ આવું છું.

**લક્ષ્મણ**—તમે શામાટે, હું એમને લઇ આવું છું. પ્રથમ એમને આરામ કરાવીને, અતિથિ-સત્કારથી સંતુષ્ટ કરીને અહીં લાવવા ઠીક થઈ પડશે. આપ રહેવા દો મહારાજ, હું જઉં છું.

**રામ**—બરાબર છે ભાઇ લક્ષ્મણ. અતિથિ-સત્કારનો મને ખ્યાલ જ ન રહ્યો. ઉતાવળે-હમણાં જ-જાઓ ભાઈ !

[ લક્ષ્મણ જાય છે. ]

**ભરત**—મહર્ષિ વાલ્મીકિને નિમંત્રણ તો મોટા ભાગે નથી આપવામાં આવ્યું. મને તો યાદ નથી આવતું. કેવી ભૂલ થઇ. વગર આમંત્રણે આટલે દૂર એમનું આવવું કેમ થયું હશે ?

**રામ**-( મનમાં )—એમના આશ્રમમાં ધુત્કારી કઢાએલી સીતાએ આશ્રય ગ્રહણ કર્યો હતો. એમના આશ્રમમાં એ સુંદરી લતા રોપાઈ અને સૂકાઈ પણ ગઇ-હાય

નિર્ભાગી સીતા! એ ઋષિવર સીતાની યાદગીરીથી ભરેલા છે. તે મારે હંમેશને માટે પૂજવા યોગ્ય છે.

[ લક્ષ્મણની સાથે વાલ્મીકિ પ્રવેશ કરે છે. ]

**રામ**—ભગવન્! રામ આપશ્રીનાં ચરણોમાં પ્રણામ કરે છે.—

**વાલ્મીકિ**—મહારાજ! આપ દીર્ઘાયુ થાઓ.—સઘળા બ્રાહ્મણોને મારા નમસ્કાર છે.

[ સઘળા બ્રાહ્મણો વાલ્મીકિને સામા નમસ્કાર કરે છે. ]

**વાલ્મીકિ**—( વસિષ્ઠને )—મહર્ષિ વસિષ્ઠ તે આપ જ ને?

**વસિષ્ઠ**—હા હું જ.

**રામ**—આજ આપ મહાનુભાવે આટલે દૂર પગે ચાલીને આવવાનું કષ્ટ ઉઠાવ્યું?

**વાલ્મીકિ**—મહારાજ! ચાલ્યા વિના એકલા તપના બળથી કંઈ દૂર તે નજીક થઈ નથી શકતું. આટલા માટે પગે ચાલીને આવવું પડ્યું.

**રામ**—મહાભાગ! આજ આપના પધારવાથી હું કૃતાર્થ થઈ ગયો.

**વાલ્મીકિ**—મેં સાંભળ્યું કે રાજા રામચંદ્ર અશ્વમેધ યજ્ઞ કરે છે. આજ સુધી રાજાનાં દર્શન પણ કરવાને કદિ ભાગ્યશાળી નહોતો થયો. તેથી આપને મળવાનો આ સારો યોગ છે એવો વિચાર મનમાં પેદા થતાં આમંત્રણ મળ્યા વગર જ હું આટલે દૂર ચાલી આવ્યો.

**રામ**—ભગવન્ ! આમંત્રણ આપવાનું કામ તો ગુરુ વસિષ્ઠજીને સોંપવામાં આવ્યું હતું,–ક્ષમા કરશો ઋષિવર.

**વાલ્મીકિ**—નહીં જી નહીં. હું તો નિમંત્રણની એટલી બધી આશા નથી રાખતો. બ્રાહ્મણોનો ધંધો જ ભિક્ષા માગવી એ છે. હું પણ બ્રાહ્મણ છું અને ભિક્ષા માગી નિર્વાહ ચલાવું છું. આમંત્રણ મળે તો તો સારી જ વાત છે, અને જો ન મળે તો વગર આમંત્રણે પણ ચાલ્યા જવાની મને ટેવ છે–સારી વાત છે; અશ્વમેધ યજ્ઞ સૌથી ઉંચામાં ઉંચો યજ્ઞ છે. વિશેષમાં આપના યજ્ઞની તૈયારી અને ધામ-ધૂમ પણ બહુ ભારે જણાય છે. બહુ ઉત્તમ છે–બહુ સુંદર છે. કુળગુરુ વસિષ્ઠ જ્યાં હાજર હોય ત્યાં કેમ ન આવો સારો યજ્ઞ હોય ! પણ– હાં, મહારાજ ! આ યજ્ઞમાં આપની સહધર્મિણી કોણ છે ? કયી ભાગ્યશાળી સ્ત્રીએ એ પદ પ્રાપ્ત કર્યું છે ?

**રામ**—સીતાની જ સોનાની મૂર્ત્તિ રાખીને આ યજ્ઞ કરવામાં આવશે.

**વાલ્મીકિ**—કોણ ? શું કહ્યું ?–હવે હું ઘરડો થયોને, કાનેથી ઓછું સંભળાય છે.–કોણ ?

**રામ**—સીતાની સોનાની મૂર્ત્તિ.

**વાલ્મીકિ**—સાચે જ ?

**રામ**—ખરેખર જ.

**વાલ્મીકિ**—રામ તમને ધન્ય છે. પ્રિય મહારાજ ! હું ત્યારે તમારા આ કાર્યથી કૃતાર્થ થઈ ગયો.

**રામ**—મને ધન્ય છે ? ભગવન્ ! રક્ષા કરો–રક્ષા કરો ! હવે વધારે માર્મિક પ્રહાર ન કરો, ઋષિવર ! સૌ કરતાં આપનો આ છૂપો તિરસ્કાર મારા હૃદયને વધારે દુઃખ દઈ રહ્યો છે. મહર્ષિ ! પત્નીનો દ્રોહ કરનાર અને પત્ની પર જુલમ ગુજારનાર એવા મને જો ધન્યવાદ ઘટે છે, તો પછી સંસારમાં પાપી એવો કોણ રહ્યો ?—મને ધન્યવાદ ન આપતાં ધિક્કાર આપશો !

[ દ્વારપાળ પ્રવેશ કરે છે. ]

**દ્વારપાળ**—મહારાજ ! દંડકવનથી ભાગી આવેલો રાજસેનાનો એક દૂત આવ્યો છે.

**રામ**–( ચમકીને )—ભાગી આવેલો રાજસેનાનો દૂત ! હાલ ને હાલ જ એને અહીં હાજર કરો. તે જે કંઇ ખબર લાવ્યો હોય તે સાંભળવાને હું તૈયાર છું. [ દ્વારપાળ જાય છે. ]

**રામ**—લક્ષ્મણ, નક્કી એ દૂતને મોંઢેથી હું કોઈ બહુ જ અદ્‌ભુત સમાચાર સાંભળીશ.

[ દ્વારપાળની સાથે દૂત પ્રવેશ કરે છે, અને દ્વારપાળ ચાલી નીકળે છે. ]

**રામ**—દૂત, શા સમાચાર છે ?

**દૂત**—મહારાજ ! ( મૂગો બની ઉભો રહે છે. )

**રામ**—કહે; કેમ અટકી ગયો ?

દૂત—મહારજ !—

રામ—ફક્ત એટલું જ કહેવાનું છે ? બીજું શું કહેવા માગે છે ?—કહેતો કેમ નથી ?- અવાક્ કેમ બની ઉભો છે ? બીજું કંઈ કહેવાનું છે કે નહિ ?

દૂત—મહારાજ ! ભય લાગે છે.

રામ—જે કહેવું હોય તે નિર્ભયતાથી મારી આગળ કહે.-હજી પણ બોલતો નથી ? તો શું હું પૂછવા માંડું ? દંડકવનમાં ઘોડો ભાગીને ગૂમ થઈ ગયો છે શું ?--હજીયે મૂગો જ ઉભો રહ્યો છે ! બોલ, શી હકીકત છે. કહે જો. મૂગાની પેઠે ચુપાચુપ ઉભો ઉભો મારી તરફ શું તાકી રહ્યો છે ?

દૂત—મહારાજ ! ઘોડાને એક બાળકે પકડી લીધો હતો.

રામ—તે પછી ?

દૂત—એને છોડવવાને મહારાજના ભાઈ શત્રુઘ્ન ગયા હતા.

રામ—શત્રુઘ્ન ગયા હતા ?-ઠીક તે પછી ?

દૂત—શત્રુઘ્ન ઘાયલ બનીને કેદ થયા.

સભાજનો—પાગળ છે-પાગળ છે.-અરે કેવી મજાક કરી રહ્યો છે !

રામ—મેં કહ્યું નહોતું કે, કોઈ અત્યંત અદ્ભુત સમાચાર સાંભળવાને મળશે ? (દૂતને) તું ધોળે દહાડે

સ્વપ્ન જુએ છે કે શું? ચાલ, જા. કંઈ મગજ ભમી ગયું છે શું? એક નાના બાળકના હાથે શત્રુઘ્ન ઘાયલ થયા અને કેદ પણ થયા!!!

**વાલ્મીકિ**–( દૂતને )—એ બાળકનું નામ શું છે?

**દૂત**—લવ.

**વાલ્મીકિ**—લવ? દંડકવનની પાસે?

**દૂત**—જી હા.

**વાલ્મીકિ**—બાળકની ઉંમર સોળ–સત્તર વરસની છે?

**દૂત**—હા, એટલી જ ઉંમર જણાય છે.

**વાલ્મીકિ**—( રામને )—મહારાજ! આ દૂતની વાત તદ્દન સાચી હોવી પણ સંભવે છે. આખી નહિ તો અડધી સાચી તો જરૂર જ હશે. એ બાળક લવને હું ઓળખું છું.

**રામ**—શું મહર્ષિ! એ દૂતનું કહેવું સાચું છે? મહર્ષિને પણ એ વાત પર વિશ્વાસ આવતો જણાય છે, કે એક દૂધ પીતા બાળકે શત્રુઘ્નને જીતી લીધા! ઠીક દિલ્લગી છે!

**વાલ્મીકિ**—એ દિલ્લગીની વાત નથી, મહારાજ! લવ સાધારણ બાળક નથી.

**રામ**—એનો જન્મ કયા કુળમાં થયો છે?

**વાલ્મીકિ**—એ રામચંદ્રના જ જેવા શ્રેષ્ઠ અને પ્રસિદ્ધ કુળમાં જન્મ્યો છે.

**રામ**—સૂર્યવંશ જેવા વંશમાં ? ઋષિવર ! ઠીક, કહેશો કે, એ બાળકનો પિતા કોણ છે ?

**વાલ્મીકિ**—એના પિતા અયોધ્યાના સ્વામી રામચંદ્ર છે.

**રામ**—ભગવન્ ! તો શું મારે એમ સમજવું કે એ લવ સીતાનો પુત્ર છે ?

**વાલ્મીકિ**—જી હા. મારૂં એ કહેવું તદ્દન સાચું છે. ઇશ્વર સાક્ષીએ લવ અને કુશ બંને આપના પુત્રો છે. જાનકીના ગર્ભથી, મારા આશ્રમમાં બંનેનો જન્મ થયો છે. મહારાજ !

**રામ**—તો એ કુંવરો અત્યારે ક્યાં રહે છે ?

**વાલ્મીકિ**—રાજન્ ! તે તેમની માની સાથે મારા આશ્રમમાં રહે છે. હું આટલે દૂર કુશ અને લવને એમનો રાજ્યાધિકાર અપાવવાને માટે જ આવ્યો છું. જો મહારાજ આજ્ઞા કરે, તો તેમને તેમની માતા સહિત લઈ આવું અને પિતાના હાથમાં સોંપી દઉં.

**રામ**—નહિ મહર્ષિ ! આ વિશ્વની અંદર પોતાના પુત્ર અને પોતાની પત્ની ઉપર સર્વનું સ્વામીત્વ છે—સર્વનો અધિકાર છે; માત્ર રાજા જ એ સ્વામીત્વ અને અધિકારથી બાતલ છે.

**વાલ્મીકિ**—આપને એવું કોણે શિખવ્યું ?

વસિષ્ઠ—મુનિ ! એવું શાસ્ત્ર શિખવે છે. રાજા એટલે રાજ્યનો સ્વામી-રાજા એટલે પ્રજાનો પાલક પિતા—એટલા માટે રાજ્ય જ રાજાની સ્ત્રી અને પ્રજા જ રાજાનાં સંતાન છે. વળી, કેવળ પ્રજાનું મનરંજન કરવું એ જ રાજાનું કર્તવ્ય કર્મ છે. એ જ એના જીવનનો હેતુ છે, રાજાનું જીવન એ કોઈ ખેલ નથી; એ તો એક કઠોર સાધના છે. સનાતન શાસ્ત્ર ઉપદેશે છે કે રાજાનું જીવન ફૂલોની સેજ નથી.

વાલ્મીકિ—વસિષ્ઠજી ! તમે શું બોલી રહ્યા છો ? હું ઘરડો અને અક્કલ વગરનો ઋષિ છું. પહેલાં જીવહત્યા કરનાર ખૂની લુટારો હતો. છતાં અંતર્યામીની સાક્ષીએ આવી કઠોર વ્યવસ્થા; આવી મમતા વગરની નિર્દય રાજનીતિ મેં કહિયે નથી સાંભળી. દયા, માયા, પ્રીતિ, ભક્તિ વગેરે પવિત્ર ભાવો આખા વિશ્વની સંપત્તિ છે; શું એકલા રાજાનો જ એના પર હક નથી ? એકલો રાજા જ તેને ન મેળવી શકે ? હાય, ઋષિવર ! તમે ગૃહસ્થ થઇને આવી વાત કહો છો ? તમારા મોંઢામાં એ વચનો નથી શોભતાં. રાજા પરણે ખરો; છતાં સ્ત્રીબાળક ઉપર તેનો હક નહિ ? વસિષ્ઠજી ! તમે કહ્યું તે મુજબ કેવળ રાજ્ય જ રાજાની સ્ત્રી હોય અને કેવળ પ્રજા જ રાજાનાં સંતાન હોય, તો સાથે સાથે એવો પણ નિયમ કેમ ઠરાવવામાં આવ્યો નહિ કે "રાજાએ લગ્ન કરવું એ શાસ્ત્રની વિરુદ્ધ છે ?" એ નિયમ આ નિર્દય નિયમના કરતાં ઘણે દરજ્જે

સારો થઈ પડત. એ ધારો આટલો બધો ક્રૂર, દયામાયા વગરનો ન લાગત.

વસિષ્ઠ—( રામને )-ઠીક તો મહારાજ, તમને કુશ અને લવનો અંગીકાર કરવાની છૂટ છે. કારણ કે તમારે એમના સિવાય બીજો કોઈ પુત્ર નથી. મહર્ષિ વાલ્મીકિ કહે છે, કે લવકુશ બંને તમારા પુત્ર છે; તો હવે કંઇ પણ ચિંતા કે ભય વગર સુખેથી તેમને તેડી મંગાવો.

વાલ્મીકિ—અને સીતાને ?

રામ—( ઉંચા મને )-સીતા, સીતા આજ સ્વપ્ન સરખી થઈ પડી છે.

વસિષ્ઠ—સીતા ?–ઋષિવર ! શાસ્ત્રના મત પ્રમાણે સીતાનો અંગીકાર થઈ શકે નહિ.

વાલ્મીકિ—વસિષ્ઠજી, એ કયા કારણથી ? હું અબુધ ઋષિ, જન્મથી જ જંગલમાં રહું છું. મહાત્મા, મને શાસ્ત્ર વગેરેનું બહુ જ્ઞાન નથી.

વસિષ્ઠ—જે કારણને લીધે સીતાનો ત્યાગ કરવામાં આવ્યો છે તે કારણ હજી પણ ઉભું જ છે, મહર્ષિ !

વાલ્મીકિ—જાણુમાં છે–જાણુમાં છે, બસ, બહુ થયું ભગવન્ ! આ સભાને, આ કાનને, આ વાતાવરણને એ નિંદાનાં વચન કહી સંભળાવીને ભ્રષ્ટ ન કરો. ઈશ્વર સાક્ષી છે, એ નિંદા, ઘોર કલંકના જેવો, મહાન્ અધર્મના જેવો,

ઝેરીલી છૂપી છરીના જેવો એ સુકોમળ હૃદયમાં બહુ જ બારીક ઉંડો ઘા પહોંચાડી ચૂકી છે. એ કલંક, એ અપવાદ, ઘોર અન્યાય વગર બીજું કંઈ જ નથી.—રામચંદ્ર! હું જાણું છું, તમે પૃથ્વી પર સાક્ષાત્ ધર્મનો અવતાર છો. પરંતુ ન માલૂમ, કયા વહેમના ઘોર વમળમાં પડીને તમે તમારી સાધ્વી સ્રીની સાથે આવું વર્ત્તન ચલાવ્યું છે!

વસિષ્ઠ—મહામતિ! રામે કર્ત્તવ્યની ખાતર, રાજધર્મ બજાવવાની ખાતર, એ સઘળું કર્યું છે! પ્રેમ મોટો છે કે કર્ત્તવ્ય મોટું છે?

વાલ્મીકિ—મહાભાગ! શું સ્રીના તરફ પતિનું કાંઈ જ કર્ત્તવ્ય નથી?—મહારાજ! ઠીક તો સાંભળો. શું તમે શાસ્રનો અનાદર નથી કર્યો? તમે પતિ છો, સીતા તમારી પત્ની છે. શું શાસ્રને અનુસરી પત્નીને આશ્રય આપવો, એ પતિનું કર્તવ્ય નથી શું? સ્રી કંઈ ધણીની ઘેટી-બકરીના જેવી માત્ર મિલ્કત જ નથી કે જ્યારે નજરમાં આવે ત્યારે પતિ તેને સંઘરે અને વળી નજરમાં આવે ત્યારે તેને કાઢી મૂકે. જેવી તમારી અનુકૂળતા, રુચિ, ઈચ્છા કે પ્રવૃત્તિ હોય તે પ્રમાણે સ્રીને રાખવાની કે કાઢી મૂકવાની તમને પણ સત્તા નથી. સાંભળો—તમારી જ પેઠે સ્રીને પણ હૃદય છે, અને તે હૃદયમાં સુખ, દુઃખ, માન, અપમાન વગેરેની લાગણી થઈ આવે છે.—ખેર, સીતા તમારી સ્રી છે, એ પણ તમે ભૂલી જાઓ. એકલી

એ દૃષ્ટિથી જુઓ, કે તમે રાજા છો, અને સીતા પણ તમારી પ્રજા છે. ખોટા આરોપ અને ભયંકર અપમાનથી તેના જીવનની બરબાદી કરી મૂકવામાં આવી છે! જો આખા જગતે ધુતકારી કાઢેલી સીતા તમારે દરવાજે આવીને ફક્ત પોતાનો ઈન્સાફ કરવાને અરજ કરે, તો તેની ફરિયાદ સાંભળવી અને ઈન્સાફ કરવો એ કાયદેસરનું રાજાનું–તમારૂં–કર્તવ્ય છે! શું રામ આજે તેવો ઈન્સાફ કરવાનું પણ નાકબૂલ કરે છે?

રામ—નાકબૂલ નથી કરતો; પણ અશક્ત છું.

વાલ્મીકિ—અશક્ત છો? રામ! તમે ન્યાયકર્ત્તા છો, તમે જાતે જ ન્યાય છો; તમે રાજા છો. રાજસિંહાસન ઉપર બેસીને તમારા મુખમાંથી એવાં વચનો શી રીતે નીકળ્યાં? જરાએ સંકોચ ન આવ્યો? સહેજ પણ મુખ મલીન ન થયું? ફક્ત ન્યાય–મહેરબાની નહિ—તે પણ નથી કરી શકતા? જો એ સાચુંજ હોય, તો શા માટે સિંહાસન પર બેઠા છો? શા માટે આ રાજદંડ ધારણ કરી રહ્યા છો?–મસ્તક પર આ શોભીતો મુગટ કેમ ચળકાવી રહ્યા છો? બહારથી ન્યાયનો આ જૂઠો દંભદમામ શા માટે બતાવવામાં આવે છે? સિંહાસન પરથી ઉતરી જાઓ. કોઈ જંગલના ગામડામાં ચાલ્યા જાઓ. આ મુગટ ઉતારી નાંખો, રાજદંડ ફેંકી દો અને તમારા અશક્ત તાલકા પરનું રાજતિલક ભૂંસી નાંખો. જો એકલો કોરો કડકડતો ન્યાય

કરવાની પણ તમારામાં શક્તિ—લાયકાત ન હોય તો સિંહાસન પર શું કામ ચઢી બેઠા છો ? રામ ! ધર્મનું જો આવું જ ઈનામ અને ફળ મળે છે તો પછી તમે જ કહો, એના મહાત્મ્ય પર કોણ શ્રદ્ધા રાખશે ? (વસિષ્ઠને) ઋષિવર, તમે પૂછો છો, કે પ્રેમ મોટો છે, કે કર્તવ્ય ? હું મૂર્ખ છું; પણ મારા સમજવા પ્રમાણે પ્રેમ ઉંચો છે, પ્રેમ ઉંચામાં ઉંચો છે. પ્રેમ રસ્તો બતાવે છે અને કર્તવ્ય એ રસ્તે રસ્તે ચાલ્યું જાય છે. પ્રેમ આજ્ઞા આપે છે અને કર્તવ્ય તેનું પાલન કરે છે. મહાભાગ ! પ્રેમ મિથ્યા ભ્રમ નથી; પ્રેમ કંઈ ઘેલાની ઘેલછા કે તરંગ નથી. પ્રેમ સત્ય છે, પ્રેમ પુણ્ય છે. પ્રેમ કદિ મિથ્યા જાળમાં નથી ફસાવતો. જ્યાં ધર્મ છે ત્યાં પ્રેમ છે. પાપ હોય ત્યાં પ્રેમ નથી ટકતો. પ્રેમ પ્રભુ છે; કર્તવ્ય તેનું દાસ છે. આ ચરાચર વિશ્વમાં શું પ્રેમનું જ રાજ્ય પસરી રહેલું નથી ? વિશ્વને સરજનાર અને સંસારને નિયમમાં રાખનાર જગદીશ્વર શું પ્રેમમય નથી ? કાયદો અને સમાજ પરસ્પર પ્રેમથી જ ગુંથાયેલાં છે. પ્રેમમાં અપાર સામર્થ્ય છે. પ્રેમ લગ્નની દોરીમાં બાંધીને નિત્ય નવી દુનિયાં રચે છે. સ્નેહ સિવાયનું એકલું સૂકું કર્તવ્ય તો જીવ વિનાનું, જડ હિમ જેવું, ખવાઈ ગયેલું, ફેઠમુંઢ કઠણ પત્થરનું ખોડચું માત્ર છે. પ્રેમ કારીગરની પેઠે તેને આકાર આપે છે. કર્તવ્યના સૂકા ખોખાની આસપાસ વીંટળાઈને પ્રેમ તેમાં શ્વાસ પૂરે

છે; તેને પોષાક પહેરાવે છે. સૂકાઈ ગયેલાં ઝાડોમાં પ્રેમ જ નવાં પાંદડાં અને ફૂલ–ફળ પેદા કરે છે. દિવસના તાપથી તપેલી ધરતી પર જેમ રાત આવીને ઠંડક કરી મૂકે છે તેમ સંસારના તાપથી તપેલી માનવીઓની હૃદયભૂમિ પર પ્રેમ પ્રગટ થઈ શીતળતા પાથરી દે છે. પવિત્ર શીતળ જળ અને મંદ પવનથી પણ પ્રેમ વધારે સુખ આપનાર છે. ધીમેથી, ખબર ન પડે તેવી રીતે ચિન્તાશીલ મસ્તકમાં ઉંઘની પેઠે દાખલ થઇ જઈને પ્રેમ નિશ્ચિંત બનાવી મૂકે છે. કર્તવ્ય શું પ્રેમથી ઉંચું છે ? કદિ નહિ. ( રામને ) મહારાજ ! આંખ ઉંચી કરીને જુઓ, આ વિશ્વ પ્રેમથી જ તરબતર લીલુંછમ બની રહ્યું છે. આખા જગતમાં વ્યાપી રહેલું આ નીલું આકાશ પ્રેમથી જ પ્રકાશિત થઇ રહ્યું છે. પ્રેમના પ્રભાવથી જ નીલ ગગનમાં સૂર્ય ઉગે છે, લાખો તારાઓ ચળકે છે, ચંદ્રમા હસતો જણાય છે. પ્રેમથી જ વરસાદ વરસે છે, નદીઓ વહે છે, પ્રેમથીજ કુંજોમાં ઢગલે ઢગલા ફૂલો ખીલે છે. પ્રેમ અંધારામાં ઉજાસ બતાવે છે. વિશ્વના હાહાકારમાં નિત્ય નિરંતર પ્રેમની વીણા વાગીને સ્વર્ગીય સંગીત સૂણાવે છે.

**વસિષ્ઠ**—વાલ્મીકિ ! તમે જીતી ગયા. હું નીચી મુંડીએ મારી હાર કબૂલ કરૂં છું. જાઓ રામચંદ્ર, વાલ્મીકિની આજ્ઞા પ્રમાણે કામ કરો. રાજન્ ! જાનકીને ગ્રહણ કરો.

**રામ**—કેટલાય દિવસો પછી આજ મારે માટે સુખનું સવાર ઉગ્યું ! કાલે સઘળા લોકોની સાથે દંડકવન તરફ રવાના થઇ જઇશ. પુષ્પક રથ જલદીથી તૈયાર કરાવી રાખજો. જ્યાંસુધી હું ત્યાંથી પાછો ન આવું ત્યાંસુધી મારા પ્રતિનિધિ તરીકે રાજકાજની સઘળી દેખરેખ ભરત રાખશે.—યજ્ઞની બહુ સારી રીતે પૂર્ણાહૂતિ કરજો. ( વસિષ્ઠને ) ગુરુદેવ ! બહુ સારા ચોઘડીયામાં આપે યજ્ઞની વાત કાઢી હતી. હે દેવ ! આપની હું ખરા હૃદયથી સ્તુતિ કરૂં છું. તેનો સ્વીકાર કરીને મારો અપરાધ ક્ષમા કરશો. આજના આ મંગળ દિવસે આશીર્વાદ આપશો, કે હું સુખરૂપ મારી સ્ત્રી અને પુત્રોને પામું. યજ્ઞની સમાપ્તી કરશો. નજરમાં આવે તેમ મોકળા મને સર્વને સોનું, રત્ન, હીરા, મોતી, જર, જવાહીર છૂટથી વહેંચાવજો. અને ( વાલ્મીકિને ) મહાભાગ ! આપ મારા હૃદયનાં શ્રદ્ધા, ભક્તિ અને આભારનો સ્વીકાર કરીને મારા શિર પર શાન્તિનું જળ સીંચ્યા કરશો. સઘળા પુરાણા ઘા, સઘળી વ્યથા, અશાન્તિ અને દુઃખ દૂર થઇ જાઓ. આપ અને વસિષ્ઠજી, બંને મળી આજ મને આશીર્વાદ આપશો.

**વાલ્મીકિ**—મહારાજ ! તમારી સઘળી ઇચ્છાઓ પાર પડો.

**વસિષ્ઠ**—રાજન્ ! તમારી સઘળી ઇચ્છાઓ પાર પડો.

**રામ**—લક્ષ્મણ ! એવું ફરમાન કાઢો, કે દરેક ઘર ઉપર,

મહેલોની ટોચ ઉપર સુંદર રંગરંગની ધજાઓ ચડાવી દેવામાં આવે અને તેને વસન્તની આ મનોહર હવામાં ફર-ફરાટ ફરકતી મૂકવામાં આવે. નગર આખામાં મનોહર છંદ, તાલ અને લયની સાથે મંગળ ગીતો ગવરાવો, મહાન્ આનંદ દર્શાવી આકાશને ગજાવી મૂકતાં મંગળ વાજાં વગ-ડાવો. ઘેરેઘેર આનંદ-ઉત્સવ થવા દો.—હવે હું અંતઃપુરમાં માજીની પાસે આ શુભ સમાચાર કહેવાને જઉં છું.

[ જાય છે. ]

**વાલ્મીકિ**—સીતા, સીતા, મારી સદ્ભાગી દીકરી, તને ધન્ય છે! જાનકી, તું સત્તર વરસ લગી રોજ, રાત ને દહાડો જેને માટે એક સરખી રોતી રહી છું, તે તને ભૂલી ગયેલ નથી. તારૂં મુખ સદા ઉદાસ અને ફીકકું રહ્યા કરે છે. એ મુખમાં આજ દિન સુધીમાં એકે વાર મને હસવું દેખાયું નથી—હવે થોડા જ વખતમાં જોઈશ. શોકથી સદા ઘેરી બની રહેલી એ બંને આંખોને આજ આનંદથી ઝળ-હળિત—બનેલી નીરખીશ. હે હરિ! આજ હું તમને અંતરના અંતરથી ધન્યવાદ આપું છું તેનો સ્વીકાર કરો—હે ધર્મ! તું મિથ્યા નથી. વિશ્વમાં હજી પણ પ્રેમ, દયા, ભક્તિ, સ્નેહ અને ચારિત્ર્યનું મહત્ત્વ છે.—હરિ! દયામય હરિ! આજ હું બહુ સારી રીતે સમજ્યો, કે તું સત્ય છે.

[ જાય છે. ]



## પ્રવેશ ત્રીજો.

---

**સ્થળ**—દંડકવન, આશ્રમ.

**સમય**—પાછલી રાતનો.

[ સીતા અને વાસન્તી. ]

**સીતા**—કેટલી રાત છે વાસન્તી?

**વાસન્તી**—મારા સમજવા પ્રમાણે તો રાત પૂરી થવામાં માત્ર થોડો જ વખત બાકી છે.

**સીતા**—હમણાં કાગડો ન બોલ્યો?

**વાસન્તી**—ક્યાં, હમણાં તો કોઈ નથી બોલ્યું.

**સીતા**—હશે, નહિ બોલ્યો હોય.–ઠીક વાસન્તી! તો હવે મઢુલીનાં બારણાં બધાં ખુલ્લાં કરી દો; સવારની ધીમી ધીમી ઠંડી હવાને, વહાલા બાળબંધુની પેઠે આવીને, મારે ગળે લપેટી જવા દો.

**વાસન્તી**—ના બેન, તમારૂં દીલ ગરમ છે; સવારની ઠંડી હવા લાગવાથી તાવનું જોર એકદમ વધી જશે. તાવ તો હજી એવો જ છે; ઓછો થયો નથી.

**સીતા**—હોઠ સૂકાતા જાય છે વાસન્તી, પાણી આપો. ઓહ્, કેવી અગન વરસી રહી છે! નસેનસમાં જાણે આગના ભડકા ઉઠી રહ્યા છે!

**વાસન્તી**—બેન, માથાનો દુખાવો શું ઓછો થયો નથી?

**સીતા**—ક્યાં ઓછો થયો છે?–વાસન્તી, ઋષિવર વાલ્મીકિ આજે પણ ન આવ્યા?

**વાસન્તી**—બેન, અહીંથી અયોધ્યા શું પાસે પડયું છે? મહર્ષિ ઉતાવળા ઉતાવળા કોઈ શુભ સમાચાર લઈને આવતા હશે; તમે ધીરજ રાખો બેન—

**સીતા**—બેન! ધીરજ!—ધીરજ એટલે શું?—ક્યી રાજકન્યા, રાજાની પત્ની, વીર પુત્રોની માતા આવી અભાગણી હશે? તજાએલી, હાંકી કઢાએલી, ઠેરેઠેર હડધુત થતી કૂતરીના જેવા મારા હાલ થઈ રહ્યા છે. વળી વધારે પૂછાવતાં હો, તો મારા પિતા જેવા પિતા, મારા પતિ જેવા પતિ અને મારા પુત્રો જેવા પુત્રો બીજી ક્યી સ્ત્રીને પ્રાપ્ત છે? બસ, દિલાસાનું વચન સરખું પણ ન કહો.–સાંભળો, પણે વનની કુંજમાં ડાળીઓ પર સેંકડો–હજારો લાખો પક્ષીઓ કલબલાટ મચાવી રહ્યાં છે. પર્ણકુટીનાં દ્વાર ઉઘાડી નાંખો—

[ વાસન્તી બારણાં ઉઘાડી નાંખે છે. ]

**સીતા**—જુઓ, પેલી ચળકતી ઉષા ધીરે ધીરે સોનેરી પગલાં ભરતી ભરતી ઘણે દૂર ઉંચા પર્વતની ટોચ પર ગુપચુપ આકાશથી ઉતરી આવે છે.—વાસન્તી, આજ મારા મનમાં એવો ભાવ કેમ થઇ આવે છે, કે આ પ્રભાત જાણે તેનાં

સોનેરી કિરણોથી મારી પોતાની પથારી રચી રહ્યું છે ? એવું જણાય છે, કે આ વાદળાં વગરનું સ્વચ્છ સવાર મારી જીંદગીનું છેલ્લું સવાર છે.–એમ જ હો બેન–આ લીલીછમ શ્યામરંગની, કીલકીલાટ કરતાં પક્ષીઓના અવાજથી ગુંજતી વનભૂમિ મને આજ ઘેરી રહો.— પવિત્ર ગંગાને તીરે–સઘળાં દુઃખશોક વિસારે પડો, અને, સુખનું મરણ સાંપડો.

**વાસન્તી**—આ શું અપશુકનીઆળ બકી રહી છે બેન ! શું માંદાં માણસ સાજાં નથી થતાં ?

**સીતા**—જાણું છું, કે માંદાં સાજાં થાય છે; સઘળા રોગ મટી જાય છે. આગમાં બાળી મૂકે એવા તાવના વિકારથી જીવ બચી જાય છે. પ્રબળમાં પ્રબળ અને અસાધ્ય થઇ પડેલા ક્ષયના રોગથી પણ રોગી બચી જાય છે. પરંતુ હાય ! જે રોગ શરીરનો નહિ, પણ મનનો છે; જે રોગનું કારણ પતિનો કરુણા–રહિત સખતમાં સખત અણગમો છે તે કદિ પણ મટતો નથી. પુત્રની આંસુ રહિત સૂકી અનુકંપા સાથે ભળેલા તિરસ્કારથી પેદા થયેલો કઠણ રોગ અસાધ્ય છે !–બેન, તે નથી મટી શકતો !

**વાસન્તી**—(મનમાં)–હવે બીજો શો દિલાસો દઉં ? એ દુઃખ દિલાસાની પારનું છે ! ધીરજનાં વચન વદવાં વૃથા છે.

**સીતા**—વાસન્તી ! લવ ક્યાં છે ?

**વાસન્તી**—તમારા માથાની પાછળ જ ઉંઘતો પડ્યો છે.

**સીતા**—( પાછળ જોઇને )—અહો, મારે માટે મારો લાલ આખી રાત જાગતો રહ્યો છે, સવારે સૂઇ ગયો છે. પ્રિય બેન ! તમારા બે હાથ પકડી હું જે કહું છું તે સાંભળો. રાત વીતી ગયા પછી જાણે કોઈ મારા કાનમાં વારંવાર કહ્યા કરે છે, કે આજ મારા જીવનનો છેલ્લો દહાડો છે. સારી રીતે મારા સમજવામાં આવતું જાય છે, કે આજ મારૂં સઘળું સમાપ્ત થઈ જશે. વાસન્તી ! જો એમજ બન્યું તો આજનો દિવસ મારાં સઘળાં દુઃખો દૂર કરી દેશે. લગારે શોક ન કરો, રૂવો નહિ. આ સ્થિર સુંદર ખીલી ઉઠેલી વનભૂમિના ખોળામાં, જગતના જાગવાની વચ્ચે, હું આજ ઉંઘી જઇશ. તો બસ, આજ મને સુખનું મરણ સાંપડશે. બેન, આજ મારૂં આ પગ તળે કચરાયેલું, શૂન્ય, કશા પણ સાર વગરનું જીવન ખતમ થઈ જશે. દુઃખનો અંત આણનાર, સુખમય અને શાન્તિથી ભરેલો આજનો આ દહાડો મારે માટે બહુ જ સુખનો દિવસ છે.–બેન ! તું મારા પુત્ર લવ અને કુશની સંભાળ રાખજે. અયોધ્યામાં જઈ રાઘવને કહેજે–લવ અને કુશ બંનેને એમના હાથમાં સોંપીને કહેજે–કે " સીતા બહુ જ સુખથી મરી છે. આ બંને બાળકોના તમે પિતા છો. તમે પૃથ્વીના રાજા છો; તમે ન્યાયનિષ્ઠ વીર છો. સીતાનો

આ આખરનો સંદેશો છે-મરતી વખતની માંગણી છે. બંને પુત્રોની સાથે જેવું જોઇએ તેવું યોગ્ય વર્ત્તન ચલાવજો. અને-બીજી વારનું લગ્ન કરીને તમે સુખેથી રહેજો.” જગદીશ્વર! આંખોની આગળ આ કેવાં અંધારાં વળી જાય છે! શરીર ઢીલું થતું જાય છે. વાસન્તી! આ શું છે?

વાસન્તી—બેન! લાગે છે, કે તાવ ઉતરતો જાય છે.

સીતા--એમ જ થશે. (ચમકીને) પેલું શું છે?

વાસન્તી—ક્યાં?

સીતા--પેલા દૂરના સુનસાન જંગલમાં તમને કોઈ અવાજ શું નથી સંભળાતો? મને તો જાણે દૂર ઘોડાની પડઘી વાગતી હોય એમ સંભળાય છે.

વાસન્તી—કયી તરફ બેન?

સીતા—આ સાંભળો; એક પછી એક વધારે ને વધારે સ્પષ્ટ સંભળાતી જાય છે-જાણે એકી સાથે બે ઘોડા આવતા જાય છે.

વાસન્તી—હા બરાબર છે; પણ એ અવાજ જાણે નદીતટમાં લીન થઇ ગયો.

સીતા—જોઈ આવ તો બેન!

વાસન્તી—વારુ, જોઇ આવું છું. તમે શાન્ત થઇને પડી રહો.

[ જાય છે. ]

**સીતા**—( ઉઠીને કાન માંડીને સાંભળ્યા પછી ) —અરે મૂઢ, વિશ્વાસી, ભ્રમિત, દુર્બળ હૈયા ! તે નથી—મૂઢ ! તે નથી ! ( સૂઇ જાય છે. ) એ રાજરાજેન્દ્ર પ્રભુ મારી આ ઝુંપડીમાં શા માટે આવે ? છતાં પણ આ હૈયું ઉંચુંનીચું કેમ થઇ રહ્યું છે ? શરીર આમ ધ્રૂજી કેમ હાલ્યું છે ? આંખોમાં આંસુ ખાળ્યાં કેમ નથી ખળાતાં ? તે આવશે ? એ મહારાજા છે, વિશ્વપતિ છે—તે આજ, પોતાના ઉંચા રાજમહેલને છોડીને ગરીબની ઝુંપડીમાં આવશે ? ( ગર્વથી ) કેમ નહિ આવે ?—હા હું અભાગણી છું; પણ શું એ મારા સ્વામી નથી ? તે મહારાજા હોય તેથી શું ? શું હું તેમની મહારાણી નથી ? હું આજ મેલી, ઘેલી, તરછોડાયેલી, ધૂળમાં રગદોળાયેલી છું; તોપણ શું એમની ધર્મપત્ની નથી ?—દુરાશા–દુરાશા !–હાય અંધ નાદાન પ્યાર ! એ આ અભાગણીના હવે કોઈ જ નથી;—તે બીજી કોઈના છે; તે સદ્‌ભાગ્યશાલિની કોણ હશે ? એ પૂર્વ જન્મના ક્યા પુણ્યના પ્રતાપે એમને પામી હશે ?—છાતી આંસુઓથી કેમ ભીંજાઈ જાય છે ?–તે શુષ્ક બની જાઓ–હું અભાગણી છું. સમુદ્રના જળબિંબની પેઠે એ અગાધ જળમાં ભળી મળી જઉં.



## પ્રવેશ ચોથો.

સ્થળ—દંડકવનનો સીમાડો.

સમય—સવારનો.

[ રામ અને લક્ષ્મણ. ]

રામ—ઋષિવર વાલ્મીકિ ક્યાં ગયા ?

લક્ષ્મણ—તેઓશ્રી દેવી જાનકીને આપના આવવાના સમાચાર કહેવા ગયા છે.

રામ—( આમ તેમ આંટા મારીને )-કેમ, હજી સુધી નથી આવ્યા ?–એ શું ?–હું જાતે જઈને ખબર કાઢું.

લક્ષ્મણ—ભાઈ ઉતાવળા ન થાઓ. મહર્ષિ ત્યાં જવાની ના પાડી ગયા છે. દેવીનું શરીર બહુ જ ક્ષીણ થઈ ગયું છે, તેથી—જુઓ, આ સામે મહર્ષિ આવે છે.

રામ—( આગળ જઈને )-કેમ મહર્ષિ ! મારી સીતા ક્યાં છે ?

( વાલ્મીકિ પ્રવેશ કરે છે. )

વાલ્મીકિ—રામચંદ્ર ! હજી વાર છે. સીતા હજી સુઈ રહેલ છે. હું આટલો ઘરડો થયો છું, પરંતુ આવો અદ્ભુત ફેરફાર થયેલો કદિ પણ જોયો નથી ! મારી વાત સાંભળતાંની સાથે જ તેના અંગેઅંગમાં કંઈક નવીન

ધડકારા જેવું આવી ગયું. પીળા પડી ગયેલા ગાલ પર રતાશ ફરી વળી. મૃદુ હાસ્યે અશ્રુજળ વડે એક નવી દુનિયા ખડી કરી દીધી; જાણે શિશિર ઋતુમાં ધીરે ધીરે સ્નેહભીનાં સૂર્યનાં કિરણો આવી પડયાં ! બે હાથ પહોળા કરી ધીમા અવાજે જાનકીએ પૂછયું, 'એ કયાં છે?'– જાનકીનું ગળુ ભરાઇ આવ્યું. અને તરત જ મૂળમાંથી કપાઈ ગયેલી વેલીની પેઠે મૂર્છા ખાઈ જાનકી ધરણી પર ઢળી પડી. વાસન્તીએ ઝટપટ તેને ઉંચકીને છાતી સરસી દાબી દીધી. લવ એ વખતે ઘડો ભરીને પાણી લઇ આવ્યો અને જાનકીના મોં પર તેનો છંટકાવ કરી દીધો; જાનકીને એથી ભાન આવ્યું. થાકેલી સીતા છેવટે મારી આજ્ઞાથી આરામ લેવાને ચાલી ગઈ. તે વાસન્તીના સ્નેહાળ હૃદય સરસી ગળામાં હાથ નાંખીને ધીરે ધીરે શાન્ત, સ્નિગ્ધ, ગંભીર સુખના વેગમાં સૂઈ રહી છે. અત્યારે સીતા સૂઇ રહી છે, તેને ઉંઘવા દો. આખી રાત તેણે આંખ મીચી નથી–અત્યારે એ સૌભાગ્યવતી થાકેલી–બહુ જ થાકી ગયેલી–છે.

રામ—પુત્રો કયાં છે? લવ અને કુશ ક્યાં છે?

વાલ્મીકિ—તેઓ પણ તેમની માની પાસે છે. જઉં, તેમને બોલાવી લાવું. આ લ્યો, કુશ તો એની મેળે જ અહીં આવે છે.–કુશ! લવ કયાં છે?

[ કુશ પ્રવેશ કરે છે. ]

**કુશ**—લવ માજીની પાસે છે. હમણાં જ જાગીને એમની પાસે બેઠો બેઠો સેવા કરી રહ્યો છે.

**વાલ્મીકિ**—કુશ! આ તારા પિતા મહારાજ રામચંદ્ર છે; અને આ તારા કાકા લક્ષ્મણ છે. એમના પગમાં પડીને પ્રણામ કર.

**કુશ**—( રામને પ્રણામ કરીને, તેમને જોઈને મનમાં )-આ રામ છે! આ અયોધ્યાના નાથ છે!-જેમના ગુણની ગાથા-જેમનું નામ-સમુદ્રપર્યંત પ્રસિદ્ધ છે; જેમની કીર્તિ અખંડ અને અમર છે અને હજારો મુખે સંભળાય છે! લંકાના યુદ્ધમાં જીત મેળવનાર અને બહુ ભારે વ્યવસ્થા જમાવનાર રઘુવર આ છે! ધન્ય છે મને, મારા જેવા ભાગ્યશાળી પુત્રને, કે જેના પિતા અયોધ્યાના સ્વામી રામચંદ્ર છે!

[ લવ પ્રવેશ કરે છે. ]

**વાલ્મીકિ**—લવ! આ તારા પિતા રામચંદ્ર અને આ કાકા લક્ષ્મણ છે; એમને પગે લાગ.

**લવ**—( લક્ષ્મણને પગે લાગીને )-તપોધન! તમારા જેવા કાકાથી હું મને ભાગ્યશાળી સમજું છું.-કાકા હું આપનાં ચરણોમાં પ્રણામ કરૂં છું. [ જવાનું કરે છે. ]

**વાલ્મીકિ**—લવ! તમારા પિતાના પગમાં પ્રણામ કરો!

લવ—( પાછો ફરીને અભિમાન સાથે )—મહર્ષિ! જે આ કિશોર વયે રાજ મહાલયનાં સુખોને તરછોડી વનવાસમાં છાયાની માફક રામની પાછળ પાછળ ફરી, જે આ લંકામાં, એટલે દૂર રહ્યે રહ્યે પણ, આઠે પહોર રામને માટે આંસુ વહાવતી રહી; એવી સ્ત્રીને લોકનિંદાના ભયે બેધડકપણે ઘરમાંથી ધુતકારી કાઢી મૂકનાર રામને–માફ કરશો આ દાસને ઋષિવર–ભગવન્! એવા રામને લવ નહિ નમે.–તે અટલ વિશ્વાસની મૂર્ત્તિ ઉપર એમણે ઘોર અન્યાય ગુજાર્યો છે. તે અગાધ પ્રેમની પ્રતિમાના હૃદયમાં એમણે વજ્ર ભોંક્યું છે. એ અનન્ત આશ્રય સ્વરૂપિણીને એમણે ઠોકરે મારી ઉરાડી ફેંકી દીધી છે.—દેવ! ચાહે એ અયોધ્યાના ઇશ્વર હોય કે આખા જગતના નાથ હોય; તો પણ તુચ્છ છે—એ તૃણ બરાબર છે. એ રાવણ જેવા લાખોને જીતનાર હોય, તોપણ મારે હિસાબે સોગણા કાયર છે. (રામચંદ્રને) પિતા! રામચંદ્ર તમે પૃથ્વીપતિ? તમે નરોત્તમ? તમે વીર? ધર્મપરાયણ?—નિષ્ઠુર! નિર્મમ! ધિક્! કાપુરુષ! ધિક્! તમારા પાપની સીમા રહી નથી. પ્રભુ! રાજેન્દ્ર! તમારા આ ઉચ્ચ લલાટમાં આ કલંકનો કાળો ડાઘ સદાને માટે ચોંટચો રહેશે! પિતા! યાદ રાખો કે તમારાં યશનાં ગીતોમાં આ અન્યાય હંમેશને માટે ભયંકર નાદવડે ગરજતો રહેશે.

રામ—( દીલગીરી ભરેલા અવાજથી )—લવ! મારા

બે પુત્રોમાં તું વધારે ચઢીયાતો—પત ન કરે તેવો છે! હું પૃથ્વીનો મહારાજા આજ તારી આગળ શિર ઝુકાવી ગર્વભરી શરમની સાથે માફ કરવાની માગણી કરૂં છું. આવ બેટા, મને ભેટી પડ.—લવ ! તું શું મને માફ નહિ કરે ?

[ હાથ લંબાવે છે. ]

વાલ્મીકિ—મારી વૃદ્ધની બેય આંખોમાં આંસુ ઉભરાઈ આવે છે. લવ ! તોય તું બોલતો નથી ? પુત્રની પાસે પિતા માફી માગે છે ! તોપણ તું કઠણ બની ઉભો રહ્યો છે ! વાલ્મીકિની પાસે આટલા દહાડા રહી તેં આ જ શિક્ષણ મેળવ્યું છે !

લવ—( રામને )—હે અયોધ્યાના મહારાજ ! માફી માગો જઇને તમારી પત્ની પાસે. તે ક્ષમાશીલ સાધ્વી સતી કદાચ તમને માફ કરી દેશે ! –તમે મોટા નસીબદાર છો ! વિધાતાની પાસે કૃપા–કરુણા માગો.–બીજું શું કહું–પિતા! રામચંદ્ર તમે પિતા છો, હું પુત્ર છું; પરન્તુ હાય ! એ ઓળખાણ આપતાં લાજનો માર્યો લાલ બની માથું જમીનમાં ખોસી દઉં છું.

[ પડદો પડે છે. ]



## પ્રવેશ પાંચમો.



**સ્થળ**—દંડકવન.

**સમય**—ત્રીજા પહોરનો.

[ વાલ્મીકિ અને રામ. ]

**વાલ્મીકિ**—સીતા જાતે જ અહીં આવવા માગે છે. મેં કહ્યું, " બેઠાં થાઓ સૌભાગ્યશાલિની! હમણાં અહીં-આ પર્ણકુટીમાં રામ આવશે." સીતાએ કહ્યું, " નહિ પ્રભુ! મારા નાથ આટલે દૂર મારી ખાતર આવ્યા છે; તો હવે હું જ જાતે તેમની પાસે જઈશ. જવાની રજા આપશો. ભગવન્! હું બહુ જ કમજોર બની ગઈ છું એની ફિકર કરતા ના. આજ મેં દેહમાં બળ, હૃદયમાં વિશ્વાસ અને નિરાશામાં આશા મેળવ્યાં છે. મનમાં એ જ મનોરથ છે, કે જાતે જઈને પ્રભુની પ્રાર્થના કરૂં—જાતે જઈને તે વહાલાં ચરણોમાં પ્રણામ કરૂં." રામચંદ્ર! તો અહીં જ રાહ જોતા બેસો. હું જઈને સીતાને તેડી લાવું છું.

[ જાય છે. ]

**રામ**—ફરી મળવું થશે. શું કહીશ? આટલા લાંબા કાળે—સત્તર વરસ પછી—ભેટો થશે! શું કહીશ?—હૃદયમાં ઉથલપાથલ મચી રહી છે; તોફાન જેવું થઈ આવ્યું છે.

આંખોમાં આંસુ ભરાઈ આવે છે. કેટલીએ વાતો કહેવાની છે.—હાથ ઝાલીને ક્ષમા માગીશ?—શું કહીશ—શું કહીને ક્ષમા માગીશ?—પ્રિયા શો ઉત્તર આપશે? કાન સુધી લંબાએલાં નીલવર્ણાં કમળદળ જેવાં તેનાં બંને નેત્રો આંસુથી ઉભરાઈ આવશે; તેના રક્તવર્ણા હોઠમાં મુસ્કરાટ જણાશે. હોઠ હલાવીને પેલા ઘણા કાળથી જાણીતા સ્વરમાં—પેલા મધુર અવાજમાં—સીતા કહેશે:—"આર્યપુત્ર! પ્રાણેશ્વર! જીવનવલ્લભ!" હું શો ઉત્તર દઈશ?—સામે સીતા આવતી જણાય છે.—આ શું! શરીર આટલું બધું લથડી ગયું છે!—કમર વાંકી વળી ગયા જેવી જણાય છે; ગાલ ફીક્કા પીળા પાંદડા જેવા બની ગયેલા દીસે છે. ચાલ બહુજ ધીમી અને ડગુમગુ થઈ રહ્યા જેવી છે. તથાપિ બંને હોઠની વચ્ચે મીઠી સ્નેહભરી સ્વાભાવિક હાસ્યની રેખા તો એની એ જ ઝળકી રહી છે. મસ્તક પર મહાનતા યા ઉદારતાનો ભાવ, મુખમંડળમાં ક્ષમાનો ભાવ અને આંખોમાં આંસુ ઝળકી રહ્યાં છે. સાક્ષાત્ કરુણા કે અનુકંપાની મૂર્તિ જણાઈ આવે છે.

[ સીતા પ્રવેશ કરે છે. ]

**રામ**—સીતા!

**સીતા**—મહારાજ!

**રામ**—સીતા!—આટલા લાંબા કાળને અંતરે આજ આ સંબોધન! "મહારાજ!" એવું સૂકું—કશી પણ

લાગણી વિનાનું સંબોધન !—પ્રાણેશ્વરી !—પણ એ જુના નાતા પર હવે મારો શો અધિકાર છે ? તારી અને મારી વચ્ચે જબરૂં અંતર પડી ગયું છે—તું સ્વર્ગની દેવી છે, અને હું ક્ષુદ્રજીવી મૃત્યુલોકનો એક માનવી માત્ર છું. તું જુલમની ભોગ થઈ પડેલી છે, હું તારા પર જુલમ ગુજારનાર છું.—સીતા ! સીતા ! સીતા ! —માફ કર.

[ સીતાની સામે ઘુંટણીએ બેસે છે. ]

**સીતા**—શું કરો છો પૃથ્વીનાથ ! આ જમીન-આ ધૂળ પર આવી રીતે બેસવું મહારાજાને નથી શોભતું.

**રામ**—અત્યારે હું મહારાજા નથી ! કહેતાં હો તો તમારી આજ્ઞાથી આ રાજવેશને ઉતારી દૂર ફેંકી દઉં. આ હીરા, રત્ન, મણિ આદિથી જડેલો સોનાનો મુગટ ઉતારીને ફેંકી દઉં—કેમકે હું એને લાયક નથી રહ્યો. હાથ જોડી, માથું ઉઘાડું કરી, ઘુંટણીએ પડી, આજ ભિખારીની પેઠે તમારી પાસે ક્ષમા માગું છું.—સીતા ! હાલના દુષ્ટ-પાપી-ગોઝારા સમયને વિસારી દો !-હું રાજા છું, તમે રાજ્યકન્યા છો, એ વાતને ભૂલી જાઓ ! માત્ર એટલું જ સમજો કે તમે સીતા છો અને હું રામ છું—બસ ! ફક્ત તમે અને હું બંને, પંચવટી વનમાં તાપસતાપસીની પેઠે રહેતાં હતાં એ પુરાણા દિવસોને યાદ કરો. એ ગોદાવરી

નદી, એ પહાડની તળેટી, એ નિરંતર પક્ષીઓના કીલકીલાટથી ભરીપૂરી ઝાડોની ઘટાને આંખ આગળ લાવો. પ્રિયે! જીવનના એ પ્રભાતકાળને, બાળપણના એ શરૂ થતા પ્રણયની વાતને સ્મરણમાં લાવો. એ પ્રેમકથા પહાડી નદીના જેવી સરલ, સુંદર, સ્વચ્છ હતી; હેમન્ત ઋતુના ઘન–નીલ આકાશના જેવી મુક્ત, અસીમ, ઉદાર અને નિરંકુશ હતી. એ સુંદર પ્રેમને—એ ગંભીર સ્નેહરાશિને ઘનઘટા છાઈ રહી હતી; સંસારના બન્ધને આ ચિત્તને જંજીરની પેઠે જકડી લીધું હતું. સીતા ! આજ એ બધું મારે મન ભ્રમ સમાન થઇ પડ્યું છે !—ક્ષમા કરો સીતા! પ્રિયે ! તમારા પુણ્યપુંજથી મારા પાપને પ્રજાળી મૂકો.

**સીતા**—આંખોમાં આંસુ ઉભરાઇ આવવાથી મને નથી દેખાતું ! આંસુઓના ઉભરાણુથી કંઠ જાણે રૂંધાઇ ગયો છે ! એ કારણથી અત્યાર સુધી તમે મારા પગે પડી રહેવા છતાં પણ હું કેવળ બૉતની પેઠે ઉભી રહી છું. ઉઠો આર્યપુત્ર, ઉઠો નાથ, ઉઠો સ્વામી—

**રામ**—જ્યાંસુધી તમે મને મોંઢેથી એમ કહી ન દો કે, ‘માફ કરૂં છું’ ત્યાંસુધી હું ઉઠીશ નહિ.

**સીતા**—નાથ ! જેની હું આટલા દિવસો થયાં રોજ આરાધના કરતી રહી છું; જેનાં દર્શનમાત્રથી મારી સઘળી સાધનાઓને સિદ્ધ થયેલી સમજું છું; જે અંતમાં

મારા મોક્ષદાતા છે; જે મારા સુખદુઃખના સાથી અને સ્વામી છે; જે મારી જ્ઞાન–અજ્ઞાનની સઘળી અવસ્થાઓમાં મારા ધ્યાનનો વિષય બની રહેલ છે; તેને હું શું ક્ષમા કરૂં ? હું તમારી સદાની દાસી છું અને તમે મારા સ્વામી છો. તમે ગુરુ છો, હું શિષ્ય છું. તમે જે કહેશો તેને હું વેદવાક્ય ગણી આંખમાથે ચઢાવીશ. તે સંબંધમાં કંઈ જ નહિ કહું–કંઇ જ પ્રશ્ન નહિ કરૂં. તમે મારા દેવ છો, હું તમારી ભક્ત છું. તમે જે કરશો તે કદિ રૂઢ અને કઠોર હશે તોપણ તેને ઈશ્વરનું વિધાન સમજી સ્વીકારી લઈશ. હું માત્ર એટલું જ જાણું છું, કે તમે મારા સૌથી મોટા ઈષ્ટદેવ છો. મારે માટે તમે જ સર્વદેવમય છો. સત્ય અને અસત્ય, ન્યાય અને અન્યાયનો વિચાર કરવાની શક્તિ મારામાં નથી—મને અધિકાર પણ નથી. નાથ ! સત્તર વરસ પછી આજ હું ફરીને તમને પામી છું, તેથી પાછલી સઘળી વ્યથા અને સઘળું દુઃખ ભૂલી ગઈ છું ! આજ હું સંપૂર્ણ સુખી છું. આજ મારા મનમાં શોક, તાપ, ક્ષોભ, દુઃખ આદિ લેશ પણ રહેવા પામ્યાં નથી.

**રામ**—સમજી ગયો પ્રાણેશ્વરી ! પ્રિયે ! આજે પણ તું તો મારી તે જ સદાની પ્રેમમયી, કોમળ સ્વભાવની, દિવ્ય, જ્યોત્સ્નામયી, ક્ષમામયી સીતા છે !

**સીતા**—આ સામે મહર્ષિ વાલ્મીકિ કુશ અને લવને તેડીને આવે છે.

[ લવ અને કુશને સાથે લઇને મહર્ષિ વાલ્મીકિ પ્રવેશ કરે છે.]

**વાલ્મીકિ**—મહારાજ ! તો હવે **વાલ્મીકિનું** કામ અહીં જ સમાપ્ત થઈ ચૂક્યું ! પતિ–પત્નીનો સમાગમ થઈ ગયો; મારા મનની ઈચ્છા પાર પડી ગઇ. આજથી આખું વિશ્વ " **જય સીતા-રામ** " કહેશે—સઘળા લોકો **સીતા-રામ**ના નામના જાપ જપશે. મેં હમણાં જ રામાયણની કથા પૂરી કરીને કુશ અને લવને કંઠસ્થ કરાવી દીધી છે.

**રામ**—મહર્ષિ ! મારા સઘળા અપરાધોને ક્ષમા કરો.

**વાલ્મીકિ**—હું આશીર્વાદ આપું છું કે તમે રામ અને સીતા સુખથી રહો.

**રામ**—સત્તર વરસ પછી હું ફરીને પત્ની અને પુત્ર પામ્યો છું. સાયંકાળના સુખરૂપ સમીર ! વહે, ધીમે ધીમે વહે. વનદેવિયો ! તમે ખીલેલાં, સુગંધમય પુષ્પોના શણુ-ગાર સજો. પક્ષીઓ ! તમે નિકુંજમાં મધુર કંઠે કલરવ ગાન ગાઓ. અને, હે સંધ્યાકાળના સૂર્ય ! તું તારાં સોનેરી કિરણોથી વનભૂમિને શણગારી સુશોભિત બનાવી દે. આજે મને પત્ની અને પુત્ર મળ્યાં છે. આજના અસીમ સૌભાગ્ય-માં પ્રથમનાં સઘળાં દુઃખોનો લય થઈ ગયો છે—આજ કેવો સુખનો દિવસ છે !

( ધરતીકંપ થાય છે. )

**વાલ્મીકિ**—આ શું ! ઓચીંતી ઉપરાઉપરી પૃથ્વી વેગથી કંપવા લાગી ! પહાડનો અચળ મજબૂત પાયો મધ્ય સમુદ્રનાં પાણીની પેઠે દોલાયમાન થઇ રહ્યો છે ! વિશાળ શીમળાનાં ઝાડ તૂટી પડવા લાગ્યાં ! ઉંચાં પહાડનાં શિખર રેતીના ઢગલાની પેઠે ધસી પડે છે—મોટી શિલાઓના આકારના સેંકડો ટુકડાઓમાં તૂટીફાટી જમીન પર પડતાં ચૂરેચૂરા બની રહ્યાં છે ! વાળ છૂટા મૂકી પૃથ્વી પર પછાડયો ખાતી એવી દુઃખીયારી સ્ત્રીની માફક ગંગા ઘોર પ્રચંડ આર્ત્તનાદ કરતી કરતી જાણે તેના બંને કિનારા પર પછાડયો ખાઇ રહી છે—જાણે આકુળવ્યાકુળ બાવરીશી બની ગઈ છે ! ખળભળી ઉઠેલી પૃથ્વીના અંદરના ભાગમાંથી કડેડાટ કરતા ઘોર ગંભીર મોટા મોટા ધડાકા કડાકા થઈ રહ્યા છે !—આશું ? આજે પ્રલયકાળ આવી પહોંચ્યો છે ? શું આજે જ સૃષ્ટિનો અંત આવી જશે ?—આજ શું આખા વિશ્વનો ધ્વંસ થઈ જશે ? આ શું–આ શું–પૃથ્વી ફાટી !

( સીતાના પગ તળેની પૃથ્વીના ફાટીને બે ભાગ થાય છે અને સીતા તે ફાટમાં નીચે ઉતરતી જાય છે. )

**સીતા**—ઝાલો નાથ—

**રામ**—કયાં છો પ્રિયે ?

**સીતા**—નાથ ! તમે કયાં છો ?

**રામ**—( મોટેથી )—સીતા !

**સીતા**—( પૃથ્વીની અંદરથી )—નાથ !

**રામ**—ક્યાં છો ? ક્યાં છો તમે ?

**સીતા**—( ક્ષીણ સ્વરે )—તમે ક્યાં છો ?

( પૃથ્વીની ફાટ બીડાઇ જાય છે. )

**રામ**—આ શું ! અકસ્માત આ શું ! આંખની સામે આ ઘોર અંધકાર શો ! મહર્ષિ ! સીતા ક્યાં ગઇ ?

**વાલ્મીકિ**—ધરણીમાં ! એ રાક્ષસી સીતાને ગળી જઇ હવે સ્થિર થઇ ગઈ છે.

**રામ**—સમજણ પડી હવે. એ જ મારા દુઃખનો પ્યાલો આજ પૂરેપૂરો ભરાઇ ચૂક્યો. સમજી ગયો, કઠણ નશીબે છળપૂર્વક અમૃતથી ઉભરાતું પાત્ર મારા હોઠ સમીપ ધરીને પાન કરવાના સમયે જોરથી છીનવી લઈ એકદમ કઠણ ભૂતળમાં ફેંકી દીધું. હાય ! આ શું કોઇ બૂરૂં સ્વપ્ન કે ઇન્દ્રજાળ ! મહર્ષિ ! કહો, સીતા ક્યાં છે ?

**વાલ્મીકિ**—જાણતો નથી, ક્યાં છે ! સ્વર્ગનું સુધા મર્ત્યલોકના રામપાત્રમાં આવી પડ્યું હતું તે ઉડી ગયું ! સંધ્યાના કિરણ સમૂહે મેઘ પર પડીને વિચિત્ર ઇંદ્રધનુ રચ્યું હતું, તે કિરણ સમૂહ પાછો તે મેઘના અંગોમાં લીન થઈ ગયો. શમશમાકારથી છાઇ રહેલી મધ્યરાત્રીમાં મૂર્છનાથી ધ્રૂજી હાલેલો બંશીનો નાદ બજી રહ્યા હતો તે પાછો રાત્રીના અંધકારમાં લીન થઈ ગયો. કમલ-કુસુમ

દાંડીમાંથી તૂટી પડી સૂકાઇ ગયું અને તેની સુગંધ ઉડી ગઇ. ગ્રીષ્મ કાળનો દીર્ઘશ્વાસ વેણુકુંજમાં ઉત્પન્ન થઈ અનંતમાં ભળી ગયો. હું ધારૂં છું કે આ મર્ત્યભૂમિ એ દેવીનાં ચરણ ધરવાને યોગ્ય ન હતી, અને તેથી તે આ લોકમાંથી પસાર થઇ ગઈ ! મને લાગે છે, કે સંસારનો શુષ્ક અને કઠોર વ્યવહાર જોઇને એ દેવી મહાન્ અભિમાન-ની સાથે પોતાના અસલ સ્થાન પ્રતિ ચાલી ગઈ છે. અથવા એમ જણાય છે, કે એ દેવી આ વિશ્વમાં નારીનું મહત્વ, માધુર્ય અને ગૌરવ બતાવવાને ઉતરી આવી હતી; તેનુ એ કાર્ય સમાપ્ત થઈ ગયું તેથી તે પોતાના પવિત્ર દેશ પ્રતિ પ્રયાણ કરી ગઇ !--તે કારણથી એ દેવી આ વિશ્વમાંથી અંતર્ધાન થઈ ગઇ-ભૂગર્ભમાં સમાઇ ગઇ!

**રામ**— ( ઉન્મત્તની પેઠે )--**સીતા! સીતા !**

**પડઘો—સીતા! સીતા!**

[ પડદો પડે છે. ]



# હિન્દુ-ધર્મની પાઠમાળા.

**( સર્વને સરખોજ ઉપયોગી ધર્મગ્રંથ. કિંમત રૂ. ૩-૮-૦ )**

મૂળ લેખક--**લાલા બૈજનાથ,** એમ. એ.
રીટાયર્ડ સેશન જજ.

ઉત્તર હિંદુસ્તાનમાં ધર્મ શિક્ષણના પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા આ પુસ્તક સરકારે મંજુર કરેલું હોઈ ઘણી જગાએ તે ચાલે પણ છે. તેમાં આવશ્યક ફેરફાર તથા સુધારો વધારો કરી ગુજરાતી વાંચકોને પુરેપુરૂં ઉપયોગી બનાવ્યું છે. આમાં નીચેના વિષયોના તેર ભાગમાં એકસો ઉપરાંત પાઠ પ્રશ્નોત્તરરૂપે આવેલા છે:—

**ભાગ ૧ લો**—ધર્મ અને તેના પ્રવર્તક.
**ભાગ ૨ જો**—ઈશ્વર વિષે.
**ભાગ ૩ જો**—મનુષ્ય અને તેનું કર્તવ્ય.
**ભાગ ૪ થો**—વર્ણાશ્રમ વ્યવસ્થા.
**ભાગ ૫ મો**—સંસ્કાર.
**ભાગ ૬ ઠ્ઠો**—સ્ત્રીઓના ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય.
**ભાગ ૭ મો**—આચાર.
**ભાગ ૮ મો**—પ્રચલિત ધર્મવ્યવસ્થા.
**ભાગ ૯ મો**—દાન ધર્મ.
**ભાગ ૧૦ મો**—અસત્ વિશ્વાસ અને તેનું નિવારણ.
**ભાગ ૧૧ મો**—પ્રચલિત સંપ્રદાયો અને તેની વ્યવસ્થા.
**ભાગ ૧૨ મો**—મહાપુરુષોનાં જીવનવૃત્તાંત.
**ભાગ ૧૩ મો**—મોક્ષ.

**ક્રાઉન સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૩૫૦, પુંઠું પાકું છીંટનું ને સુન્દર છે.**



# કથામંજરી-ભાગ પહેલો.

(સોનેરી નામનું સુન્દર પુંઠું-કિંમત રૂ. બે.)

બીજા કોઇ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છેઃ—

વાર્તા. લેખક.

૧ વેષધારી (રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ.)
૨ તારાનું અભિજ્ઞાન (રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ)
૩ એક રાત્રી. (ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા.રા. મહાદેવ હરીભાઇ દેસાઇ; બી. એ. એલ એલ. બી.)
૪ અપરિચિતા (રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ)
૫ મણી (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ.)
૬ વીસમી સદીની શકુંતલા. ( ” ” )
૭ દોલત (સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ.)
૮ સુમનનો સંતાપ(રા.રા.ઇન્દુલાલ ક.યાજ્ઞિક,બી.એ.એલએલ.બી.)
૯ લગ્ન. (સૌ. શારદા મ્હેતા; બી. એ.)
૧૦ “ગરબાવાળી” (રા. રા. સુધાકર)
૧૧ પૈસો કે પ્રેમ? (રા. રા. ચંપકલાલ એચ. ભણુડીઆ, બી. એ.)
૧૨ વિચિત્ર સ્વયંવર (રા. રા. બાલયોગી)
૧૩ રેણુકા. (રા. રા. ગોકળદાસ ડી૦ રાયચુરા)
૧૪ કમળાનો કજીઓ (રા. રમણીક અ. મહેતા)
૧૫ પ્રિય બાલા (રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ)
૧૬ લલિત-માધુરી (રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા.)

# કથામંજરી—ભાગ બીજો.

(મોટાં પૃષ્ઠ ૩૦૦ સોનેરી સુન્દર બંધાઇ-કિંમત રૂ. ત્રણ.)

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો-કથાઓ છેઃ-

૧ **નિર્મળા** (લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા.)

૨ **ગુલછરીના બાગમાં ગુલાબ** (પારસી સંસારી સ્નેહકથા.)

૩ **બે મૃગનાયક** (આત્મભોગવડે પરમાર્થ સાધનની કરુણ કથા.)

૪ **સુખી રાજકુમાર** (લે. રા. રા. સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક. ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા)

૫ **એક સ્વપ્ન.** (લેખક રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા.)

૬ **મદનનો મનોરથ**—(લે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ., એલ એલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય)

૭ **નિર્ભયતાની મૂર્તિ** (લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવવાની વાર્તા.)

૮. **માછીની છોકરી**—(લે. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.)

૯ **ચતુર્મુખ-ચાર મુખનું કૌતુક.**
૧૦ **બુદ્ધાહારબંધ.**
(લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તાઓ.)

૧૧ **વિચિત્ર વિલ**—(લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા.)

૧૨ **હીરામાણેકની મોટી ખાણ.** (લે. રા.રા. મણિશંકર રત્નજી ભટ્ટ.)

૧૩ **દુઃખમાંથી સુખ.** (લેખક સ્વ. કલાપી.)

૧૪ **માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ.** (એક સત્ય ઘટના)



# ગીતા પરિચય.

લેખક-બાબુ રામદયાળ મજમુદાર; એમ. એ. કિંમત રૂ. ૦ા૦.

ડેમી આઠ પેજી ૨૦૦ પૃષ્ઠનો મનનીય ધર્મગ્રંથ. સર્વે મતાનુયાયીઓને ઉપયોગી. આ પુસ્તકમાં નીચે પ્રમાણે દશ પ્રકરણો છે:—

પ્ર૦ ૧ લું-ગીતાનો આદર.

પ્ર૦ ૨ જું-ગીતાનું સ્થાન, કાળ અને પાત્ર.

પ્ર૦ ૩ જું-ગીતાનું વિશેષપણું.

પ્ર૦ ૪ થું—ગીતામાં શકિતનો સંચાર.

પ્ર૦ ૫ મું-ગીતાનો સ્થૂલ પરિચય.

પ્ર૦ ૬ ઠું-ગીતાનો રક્ષામંત્ર.

પ્ર૦ ૭ મું-ગીતાનો લક્ષ્યસંકેત.

પ્ર૦ ૮ મું-ગીતાનો કર્મસંકેત.

પ્ર૦ ૯ મું-ગીતામાં જગતનો સંપૂર્ણ ધર્મ છે.

પ્ર૦ ૧૦ મું-ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ.

**કાશીથી પરમહંસ સ્વામી શ્રી પ્રણવાનંદજી** લખે છે કે, "રામ! તમારી ગીતા મેં વાંચી. તમે ગીતારૂપી જે મહાનિધિ અમોને આપો છો તે અપૂર્વ છે. પૂજ્યપાદ આચાર્યોનાં રચેલાં જેટલાં ભાષ્ય અને જેટલી ટીકાઓ જોવામાં આવેલ છે તે કરતાં તમારી આ ટીકા મને વધારે પસંદ પડી છે. **તમારી ગીતા જેવી સરલ છે, તેવી જ ચિત્તને આકર્ષણ કરનારી છે. તે એક રીતે ગુરૂ સમાન છે."**

આ પુસ્તક વિશે આવા સેંકડો અભિપ્રાયો મળેલા છે.